# લેખકનાં બીજાં પુસ્તકો

બંદીઘર

'૫૭ ને જલિયાંવાલા

કલ્યાણયાત્રા

બંધન અને મુક્તિ

૫ પ્રેમ અને પૂજા ખંડ ૧ – ૨

૬ દીપનિર્વાણ

૭ બે વિચારધારા

૮ ઇતિહાસકથાઓ – ૧ : રોમ

: પ્રગટ થશે :

મૂળપોયા

ઇતિહાસકથાઓ – ૨ : ગ્રીસ

ઝેર તો પીધાં છે જાણી જાણી

એથેન્સ અને સ્પાર્ટા

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશન – ૬

ઇતિહાસકથાઓ

૧

# રો મ

લેખક

દ ર્શ ક





મુખ્યવિક્રેતા

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી : મુંબઇ – ૨

ફરનાન્ડિઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

પહેલી આવૃત્તિ

ડિસેમ્બર ૧૯૪૬



પ્રાપ્તિસ્થાનો

ભારતી સાહિત્ય સંઘ લિ. શ્રીમદ્દક્ષિણામૂર્તિ પ્રકાશન

મુંબઈ : : : અમદાવાદ આંબલા - (સોનગઢ)

મૂલ્ય

૧-૮-૦

[ ટ. ખ. જુદું ]






પ્રકાશક

નાનાભાઈ ભટ

શ્રી મ દ દ ક્ષિ ણા મૂ ર્તિ

આંબલા-સોનગઢ (B.S.RY.)

મુદ્રક

શાંતિલાલ છોટાલાલ પારેખ

શ્રી સરસ્વતી છાપખાનું

દાણાપીઠ : : ભાવનગર

અર્પણ

ભણતી વખતે જેને નજર સામે રાખેલ

તે

ભાઈ વલ્લભ

તથા

ભાઈ દયાળ

ને

# બે બોલ

આ ઇતિહાસકથાઓની ઉત્પત્તિ લોકશાળાના ઉપલા વર્ગો પાસે ઇતિહાસ રજૂ કરવાના પ્રયાસમાંથી થઈ છે. કહેતી વખતે જે વસ્તુ લક્ષમાં રાખેલી તે જ લખતી વખતે પણ નજર સામે રાખી છે કે ઇતિહાસે પ્રેરણા ને પ્રકાશ બંને આપવાં જોઈએ. પ્રકાશહીન પ્રેરણા જાનફેસાનીનો આવેગ આપે છે પણ એમાંથી ધ્યેયસિદ્ધિ થતી નથી ને છેવટે વિષાદ આવે છે. તેમ જ એકલો પ્રકાશ મળે ને કાર્યની પ્રેરણા ઊભી ન થાય, રગે રગમાં ગરમી આવે તેવું ન થાય તો તે પણ અપૂરતું છે. વર્ગમાં વિદ્યાર્થીઓની વય-મર્યાદાનો ખ્યાલ રાખીને જેટલું મૂકી શકાય તેટલું મૂકેલું. અહીં પણ તેને જ અનુસર્યો છું.

આવી ગ્રીસ-ફ્રાંસ, અમેરીકા-ઈન્ગ્લાંડ-ભારતવર્ષ ને અન્ય દેશોની ઇતિહાસકથાઓ પાછળ ચાલી આવે છે. એક સંકોચ આ પ્રકાશન કરતી વખતે રહે છે; ને તે એ કે શરૂઆત આપણા જ દેશથી શા સારુ ન કરવી? વાચકને એટલું કહું કે એની સામગ્રી એકઠી કરી જ રહ્યો છું-અલબત્ત સરલ ને સુલભ નથી; છતાં યે મરાઠા ને શીખયુગની ઇતિહાસકથાઓ વહેલી તકે આપવા ધારણા છે.

ગ્રામદક્ષિણામૂર્તિ
આંબલા ૩૦/૧૦/'૪૯

દર્શક

## વાર્તા ૧ લી

૨૫૦૦ વર્ષ પહેલાંની વાત છે. ત્યારે રોમનું નામ દુનિયામાં તો નહિ પણ ઈટાલીમાં ય જાણીતું નહોતું થયું. દેશ દેશની સમૃદ્ધિ ટાઈબર નદીના બારામાં હજી ઠલવાઈ નહોતી. જે વૈભવ ને વિલાસે રોમને ખોખરું કર્યું તેનાં પગરણ પણ નહોતાં મંડાયાં. સાત ટેકરીઓ પર બંધાયેલા એ શહેરમાં આજુબાજુની જંગલી જાતિઓ વચ્ચે રોમનો ટકી રહેવા મથતા હતા ત્યારે રોમમાં ટાર્કવીન રાજા હતો. લોકોએ એનું નામ મદાંધ ટાર્કવીન પાડ્યું હતું; કારણકે રોમમાં એ પહેલો જુલ્મી રાજા હતો. ને એ છેલ્લો જ નીવડ્યો.

વાત આમ બની:

રાજા ટાર્કવીન હોમ કરતો હતો ત્યાં એણે જોયું કે દેવ માટે તૈયાર કરેલું નૈવેદ્ય એક કાળો સર્પ આવીને ખાઈ ગયો. રાજાને નક્કી થયું કે આ કાંઈક અપશુકન બતાવે છે. એણે તે જમાનામાં સૌથી મોટા ગણાતા ડેલ્ફીના દેવાલયમાં આ બનાવનો અર્થ પૂછવા માટે પોતાના બંને દીકરાને મોકલ્યા. એમની સાથે ગયો એનો એક ભત્રીજો બ્રુટસ. બ્રુટસનો અર્થ ઘનચક્કર.

સૌ એને અધગાંડો ગણતા. ને ટાર્કવીનના જુલ્મી રાજની રાજગાદી સાથે સીધો સંબંધ ધરાવતા લોકોએ

બહુ અક્કલવાળા દેખાવામાં જોખમ હતું. કારણકે રાણી ને રાજા બંને-અભિમાન જેટલાં જ અદેખાઈ માટે પણ જાણીતાં હતાં. આ અદેખાઈને કારણે જ ટાર્કવીને પોતાના સસરાને મારી નાખ્યો હતો ને એની રાણીએ પોતાના બાપ પર જ રથ ચલાવ્યો હતો. આવાના રાજમાં બહુ અક્કલ-વાળા ગણાવામાં બહુ સાર નહિ ને?

ત્રણે જણા મંદિરમાં જઈ ભવિષ્ય જોનારી દેવ-દર્શિનીને પગે લાગ્યા.

રોમ, ગ્રીસ બંને દેશમાં આવાં મંદિરોમાં રહેનારી દેવદર્શિનીઓ અખંડ કુમારિકા રહેતી-તેમણે આકરાં વ્રતો પાળવાં પડતાં, તેઓ દેવતાઓની ઇચ્છાને કળી શકે છે એમ મનાતું. એ કાળમાં યુરોપમાં ડેલ્ફીની દેવદર્શિની શ્રેષ્ઠ ગણાતી, સોક્રેટીસ સૌથી ડાહ્યામાં ડાહ્યો માણસ છે એમ એણે જ પહેલી વાર જાહેર કરેલું. એનું વેણ ઈશ્વરી સંકેત જેવુ બની જતું. એટલે જ આ ત્રણે જણાએ રોમ-થી છેક ગ્રીસ સુધીનો પ્રવાસ ખેડ્યો હતો.

ત્રણે જણાએ પગે લાગી રાજાએ મોકલેલ ભેટ ધરી ને બનેલ વાત કહી સંભળાવી પૂછ્યું:

'આ શુકન શેની આગાહી કરે છે?'

દેવદર્શિની ઘડીભર ધ્યાનસ્થ થઈ ગઈ. પછી ગંભીર અવાજે કહ્યું:

'રાજવંશનો નાશ.'

મોટા રાજકુંવરે પૂછ્યું: 'આ પછી સત્તા પર કોણ આવશે?'

'જે એની માતાને પહેલો પગે લાગશે તે રોમમાં સત્તાધીશ બનશે.'

બંને કુંવરોએ ત્યાં ને ત્યાં કોણ પહેલો ઘેર જઈને પોતાની માતાને અડે છે તેની હોડ બકી. ને ઘોડે ચડવા બહાર નીકળ્યા. પણ બ્રુટસ બહાર નીકળતાં જ જાણે ઠેસ આવી હોય તેમ પડી ગયો ને સાષ્ટાંગ નમસ્કાર કરતો હોય તેમ લાંબો થઈને બોલ્યો: 'ભૂમિ-માતા જ આપણી સાચી મા છે ને એનો આશરો જ સાચો આશરો છે.'

બંને રાજકુંવરો આ સાંભળીને હસ્યા.

થોડા દિવસ વીતી ગયા હતા. રાજા ટાર્કવીને એની ફોજ સાથે એક કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. હુમલો કરીને જિતાય તેવું નહોતું. કિલ્લા ફરતું પડ્યા રહેવા સિવાય કાંઈ કામ નહોતું. આમ પડ્યા રહીને સૌને કંટાળો આવ્યો હતો; એટલે બંને કુંવરો શિકારે ને વન-ભોજન કરવા નીકળ્યા હતા. સાથે હતા થોડાક શિકારીઓ, બે-ચાર સરદારો, બ્રુટસ ને તેનો એક મિત્ર.

સૂરજ નમવા માંડ્યો હતો. શિકાર પછવાડે ડુંગરાઓ ભટકી ભટકી સૌ થાકી ગયા હતા. એક નાનકડું ઝરણું આવતાં સૌએ ઘોડાં થંભાવ્યાં. શિકારીઓ શિકારની ખાલ ઉતારવા માંડ્યા. ગુલામો વન-ભોજનની તૈયારી કરવા માંડ્યા. બાકીનાઓએ એક સુંદર ઘટા ગોતી બેઠક જમાવી. વાતવાતમાં કોની સ્ત્રી સૌથી સુશીલ તેની ચર્ચા નીકળી.

એક સરદારે કહ્યું: 'મારા પર એ રીતે દેવતાઓ-

ની કૃપા છે. આટલાં વર્ષોથી એણે કોઇ દિવસ મારા પહેલાં પથારીમાં પગ મૂક્યો નથી.'

બીજાએ કહ્યું: 'હશે. એમ તો મારી સ્ત્રી પણ કોઈ દિવસ મારું વેણ ઉથાપતી નથી. ને રૂપમાં તો આખું રોમ એને ઓળખે છે.'

નાનો કુંવર તો પરણ્યો નહોતો પણ બ્રુટસે કહ્યું: 'મેં તો ઘણી સ્ત્રીઓ જોઈ છે, પણ કોલેશીઆની સ્ત્રી લ્યુક્રેશીઆની તોલે કોઈ ન આવે.'

મોટા કુંવરે કહ્યું: 'રૂપ હોય તેથી શું? ને એકલા ગુણમાં ય શું મોહવું? મારે ત્યાં તો રૂપ ને ગુણ બંને છે. મારા વિના બિચારી અર્ધી થઇ ગઇ હશે. હું તો બસ એના પર....'

વચમાં જ ધનચક્કરે કહ્યું: 'આમ તો વાતનો અંત નહિ આવે. આપણે એમ કરીએ: અગાઉથી ઘેર ખબર આપ્યા વિના આપણે સૌ ઓચિંતાના જ ઊપડીએ. ત્યાં જઇને સૌ જોઇએ કે આપણી સ્ત્રીઓ શું કરે છે. તેના પરથી જ પારખાં થઈ જશે.'

બધાએ કહ્યું: 'બરાબર છે. ઠીક પરીક્ષા થશે.'

મોટા કુંવરે કહ્યું: 'તો આજે જ અહીંથી સીધા ઊપડીએ. મને તો ખાતરી છે છે કે તમે મારી સ્ત્રીને જુઓ પછી કંઈ કહેવું જ નહિ પડે.'

બધા ઊપડ્યા.

રોમમાં પહોંચ્યા ત્યારે રાત પડી ગઇ હતી. સૌથી પહેલાં સરદારની હવેલીએ ગયા. તો ખબર મળ્યા કે એની સ્ત્રી તો બનીઠનીને નાટકશાળામાં નાટક જોવા ગઇ છે.

શું પૂછે !

ત્યાંથી ગયા બીજા સરદારને ત્યાં. તેની સ્ત્રી ગઈ હતી કોઈક મિત્રને ત્યાં ઉત્સવમાં.

બધા કુંવરને મહેલે આવ્યા. જુએ તો દીવાનખાનામાં તો મહેફિલ જામી છે. ચારે બાજુ ઝળાંઝળાં પ્રકાશમાં નાચ ચાલે છે. કુંવરની સ્ત્રી સાજ–શણગાર સજી, બનીઠની સૌની જોડે નૃત્ય કરે છે.

કુંવરની ક્રોધથી લાલ પીળી થઈ ગયેલ આંખો જોઈ બ્રુટસ કહે: ‘હજુ બાકી છે. આપણે લ્યુક્રેશીઆને ત્યાં જઈએ.’

‘સ્ત્રીઓની જાત જ આખી કમજાત છે. એને ગમે તેટલી સાચવો તો ય બદજાત.’ કુંવર રસ્તે આખે બબડતો હતો.

લ્યુક્રેશીઆને ત્યાં પહોંચ્યા ત્યારે મોડું થઈ ગયું હતું. સૂવાનો સમય ક્યારનો ય થઈ ગયો હતો. જોયું તો ઝાંખા દીવાના પ્રકાશે સાદાં લૂગડાં પહેરીને લ્યુક્રેશીઆ કાંતે છે. ને એક–બે દાસીઓ પણ છે. તેણે પોતાના પતિ તથા મિત્રોનું સ્વાગત કર્યું ને જમાડ્યા.

સૌએ કહ્યું: ‘આપણા સૌની સ્ત્રીઓમાં લ્યુક્રેશીઆ જ સૌથી સુશીલ છે.’

સવારે સૌ પાછા છાવણીએ ગયા ને કામે ચડી ગયા. પણ પેલા કુંવરને નિરાંત નથી. એની નજર આગળ રૂપ અને ગુણની મૂર્તિ જેવી લ્યુક્રેશીઆ જ રમ્યા કરે છે. કેવી મીઠાશ ! કેવો વિનય ! સાદાઈ તો એવી બીજે

ભાળી જ નથી ! ને છતાં સુંદરતામાં એને ટપે તેવી કોણ છે ! આવી સ્ત્રી હોય તે જ ભાગ્યશાળી !

વળી થાય છેઃ મારી પાસે ઉત્તમ ઘોડા છે. ઉત્તમ વસ્ત્રો-આભૂષણો છે. રોમમાં જે કાંઈ ઉત્તમ વસ્તુ છે તે મારી છે-ગમે ત્યારે મેળવી શકું છું. ને આ જ એક ઉત્તમ વસ્તુ મને નહિ ? બસ એ મને જ શોભે.

અભિમાન અને અદેખાઈના સંતાન જેવા એ કુંવરે કૂડો સંકલ્પ કર્યો કોઈને ય કહ્યા સિવાય ઘોડે ચડીને ચાલી નીકળ્યો સીધો લ્યુકેશીઆને ઘેર. લ્યુકેશીઆ ઘડીભર વિસ્મિત થઈ ગઈ. પણ રાજાનો કુંવર ને પાછો પતિનો મિત્ર એટલે આગતા-સ્વાગતા કરી. પોતાના પતિના ખબર-અંતર પૂછ્યા ને જમાડ્યો.

અરધી રાતે લ્યુકેશીઆના ઓરડામાં જઈ સાંકળ ચડાવી કુંવરે મેલી માગણી કરી.

મધરાત. ઘરમાં કોઈ નહિ. સસરો ને પતિ બંને લડાઈના મેદાન ઉપર ગયેલા. દાસી પણ આજે ઘેર ગઈ હતી. ઘરમાં હતો માત્ર એક નોકર; સામે હથિયારસજ્જ પાટવીકુંવર. લ્યુકેશીઆને સમજાવી, વિનવણી કરી; લાલચ આપી. પણ ન માની. છેવટે મારી નાખવાની ધમકી આપી તેને ય ન ગણકારી એટલે છેવટે કુંવરે કહ્યું:

'તારા મનમાં એમ હશે કે તું આબરૂભેર મરી જઈ અમર થઈ જઈશ. એમ ? ના હું તો તને તારા એક ગુલામને મારી નાખી તારી પથારીમાં સુવરાવીશ, લોકોને કહીશ-એ જોયું એટલે મારાથી ન રહેવાયું-મેં બંનેને વાઢી નાખ્યાં.'

લ્યુક્રેશીઆ પગથી માથા સુધી કંપી ઊઠી. રાતનું અંધારું ય આ ધમકી આગળ ઊજળું લાગતું હતું. દેહ જાય એની તો કાંઈ ફિકર ન હતી. પણ બરફ જેવી ઊજળી આબરૂનું શું ? એનો પતિ શું ધારે ? એને સાચી વાતની શી રીતે ખબર પડે ?

'બોલ, શું વિચાર કરે છે ? કુંવર પૂછતો હતો. લ્યુક્રેશીઆનો શ્વાસ રૂંધાઈ ગયો, એ શું બોલે ? શું આ નરાધમતાનો કોઇ ઉપાય નથી ?

સવારે કુંવર એક દિશામાં ઊપડ્યો ને લ્યુક્રેશીઆ-એ પોતાના સસરા ને પતિને બોલાવવા આણુસો દોડાવ્યાઃ 'કહેજો કે તમને ભાળીશ પછી અન્નજળ લઈશ.'

લ્યુક્રેશીઆનો પતિ ઉતાવળો ઉતાવળો આવ્યો. સાથે એનાં મિત્ર પેલો બ્રુટસ પણ હતો. લ્યુક્રેશીઆને જોઈ એ ચકિત થઈ ગયો. જાણે વર્ષોથી માંદી હોય તેવી ફિક્કી ને જડ તે થઈ ગઈ હતી. એણે ધીરે ધીરે આખી વાત કરી. કુંવરે છેવટે આપેલ ધમકી કહી ને પતિની કમરે લટકતી છરી ખેંચી લઈ કોઈ અટકાવે તે પહેલાં કાળજામાં ખુતાડી દીધી. લોહીલોહાણ અવસ્થામાં છેલ્લા શ્વાસ લેતાં કહ્યું: 'મારો કાંઈ વાંક નથી પણ જીવત તો રોમન સ્ત્રીઓ કહેત કે મારો વાક ઢાંકવા મેં બધી વાત ઘડી કાઢી. ને બીજીઓ પણ આવું બહાનું કાઢી એમના ધણીને બેવફા નીવડત–ઊજળા મોતનો મારગ પણ એણે બંધ કરી દીધો હોત. આનું વેર લેજો. ન ભૂલતા. આનું વેર લેજો.' બોલતાં બોલતાં લ્યુક્રેશીઆનો પ્રાણ ઊડી ગયો. પણ બ્રુટસે આગળ

આવી કાળજામાં ખૂંતેલ છરી બહાર કાઢી, લોહીને હાથ અડકાડી કહ્યું: 'લ્યુક્રેશીઆ, તું ગતે જજે. ટાર્કવીનના કુંવરને તો આની સજા થશે જ પણ રોમની ગાદી પર એના વંશનો કે કોઈ રાજાનો માણુસ પગ નહિ મૂકી શકે રોમની દીવાલની અંદર રાજાનો કોઈ વંશજ પગ નહિ મૂકી શકે એવા હું આ તારા લોહીને અડી શપથ લઉં છું.'

આજુબાજુ ઊભેલાઓએ કહ્યું: 'અમારે હવે રાજા જ ન જોઈએ.'

બ્રુટસે લ્યુક્રેશીઆનું લોહી નીંગળતું શબ ઉપાડી ફોરમમાં મુકાવ્યું. ઘડીકમાં તો ચોક રોમન સ્ત્રી-પુરુષોથી ઊભરાઇ ગયો. ચારે બાજુથી ટાર્કવીન અને તેના વંશજો ઉપર શાપ વરસવા માંડયા. બ્રુટસે લ્યુક્રેશીઆના શબને બે હાથે ઊંચકયું ને સેદનોને બતાવી કહ્યું: 'જુઓ આ ટાર્કવીન-વંશનું ગોઝારું કામ. આવતી કાલે કોનો વારો છે? રોમન સ્ત્રીના શીલને કોણ સાચવશે? આપણે ટાર્કવીનને રાખવા છે કે લ્યુક્રેશીઆ ને?'

લોકો ઊકળી ઊઠયા. રોમન સ્ત્રીઓએ તો આગળ આવી કહ્યું: 'ટાર્કવીન ન જોઈએ. એને દેશનિકાલ કરો.'

ને સૌએ કહ્યું: 'એને દેશવટો દો. હવે રાજા વિના ચલાવવાનું છે.'

લોકોએ બ્રુટસ અને બીજા એકને લોકપ્રતિનિધિ-કોન્સલ બનાવ્યા ને રાજાને સજાનો સંદેશો કહેવડાવ્યો.

રોમના દરવાજા રાજાને માટે દેવાઈ ગયા.

## વાર્તા ૨ ૭

ટાર્કવીનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ ઉતાવળો ઉતાવળો રોમ તરફ દોડ્યો. પણ જોયું તો દરવાજા બંધ હતા. ગઢની રાંગ ઉપરથી જ લોકોએ એને પદભ્રષ્ટ કર્યાની સજા સંભળાવી દીધી.

ટાર્કવીન ટાઈબરને સામે કાંઠે ચાલ્યો ગયો. પણ ત્યાંથી પોતાની ખાનગી મિલકત પાછી આપવાની માગણી કરવા પોતાના દૂતોને મોકલ્યા બ્રુટસે ડહાપણ વાપરી લોકોને રાજાની આ માગણી મંજૂર રાખવા સમજાવ્યા. લોકોએ એ કબૂલ રાખ્યું. પણ દરમિયાન એક એવો બનાવ બન્યો કે ટાર્કવીન સામે પ્રજાનો રોષ ફરીથી જોરથી ભભૂકી ઊઠ્યો.

સેનેટ ચાલતી હતી ત્યાં એક ગુલામે દોડતાં આવીને કહ્યું: 'રોમ માથે આફત તોળાઈ રહી છે. સાવધાન રહો.'

બ્રુટસે શાંતિથી કહ્યું: 'રોમ આફતથી બીતું નથી. શું બન્યું છે કહે.'

'ટાર્કવીનને પાછો લાવવાનું કાવતરું રચાઈ રહ્યું છે. ટાર્કવીનના દૂતો અત્યારે થોડાક ઉમરાવોના જુવાનો સાથે એ જ મસલત કરી રહ્યા છે. હું મારા શેઠને માટે દારૂ લેવા નીચે ભંડકિયામાં ગયો. છેટેથી જોયું તો ત્યાં

દીવો બળતો હતો. મને કૌતુક થયું એટલે ધીમે 'પગલે જાળીયા પાસે થઈને ઊભો તો કાલે આવેલ દૂતો હતા. ને જુવાનિયા ત્યાં શપથ લેતા હતા કે અમે ટાર્કવીનને વફાદાર રહેશું. કાલ રાતના એ લોકો ચુપચુપ દરવાજા ખોલી નાખશે ને ટાર્કવીનને અંદર દાખલ કરી દેશે.'

આ સાંભળી સેનેટ ઊકળી ઊઠી. બધા એકી અવાજે બૂમો મારતા બહાર જવા તૈયાર થયા: 'રોમના એ દ્રોહીઓને કતલ કરો.'

બ્રુટસે એમને શાંતિ રાખવા કહ્યું ને પોતાના અંગરક્ષકોને એ ગુલામ સાથે જઈને એ દ્રોહીઓને દોરડે બાંધી લાવવા હુકમ કર્યો.

સેનેટ પાછી બેસી ગઈ. બધા વિચાર કરતા હતા કે આ દ્રોહીઓ કોણ હશે? આ ફૂલવાડીના નાગ કઈ માતાએ ઉછેર્યા હશે?

પણ અંગરક્ષકો જ્યારે પેલા કાવતરાખોરોને લાવ્યા ત્યારે સૌ યે સ્તબ્ધ થઈ ગયા. અવાચક બની બ્રુટસ તરફ જોયું. શાંત સ્વસ્થ બ્રુટસનું મોં પણ એક ક્ષણ ફિક્કું બની બીજી જ ક્ષણે પત્થરની મૂર્તિ જેવું બની ગયું.

સામે બ્રુટસના જ બે જુવાન છોકરા હતા.

ઘડીકભર સેનેટ વિમાસણમાં પડી ગઈ. કેટલા કહે: 'બ્રુટસે જે સેવા બજાવી છે તેને ધ્યાનમાં લઈને આને જવા દેવો જોઈએ.' કેટલા કહે: 'આ તો સાવ નાદાન છોકરા છે; એને થોડી જ કાંઈ ખબર પડે છે?' કોઈ વળી કહે: 'દેવતાઓ બ્રુટસની તાવણી કરે છે.'

અને ખરેખર બ્રુટસની એ કસોટી જ હતી. પોતાના જ લોહીમાંથી ઘડાયેલા બંને દીકરા. આંખોનાં બે રતન જેવા એ દીકરાઓ. કોઈકના ચડાવ્યા-ભોળવ્યા આ ચીલે ચડ્યા હશે. એનું મન અંદરથી પીગળતું જતું હતું. પણ આંખો તો કઠોરપણે ગુનેગારો તરફ મંડાઈ હતી. લોકો એની પાસેથી રોમન દૃઢતાની આશા રાખતા હતા. રોમન દ્રોહીઓ! લ્યુક્રેશીઆના લોહીના ડાઘા ય હજી ફોરમની ફરસબંદી પરથી ભૂંસાયા નથી ત્યાં જ શું એના હત્યારા સાથે મળી જનારાઓને પોતે માફી બક્ષશે? તો તો રોમ ભાંગી ભુક્કા થવાનું. પોતાના છોકરા નથી એમ માનીને જ એને ન્યાય તોળવો જોઈએ. ન્યાયના દેવતાને આંખે પાટા એટલા જ માટે બાંધ્યા છે કે તે ગુનેગારનું મોં કે દરજ્જો ન જોઈ શકે.

એણે કઠોર અવાજે પેલા ગુલામને કહ્યું: 'તેં રોમને બચાવ્યું છે. આ દગાબાજોએ તો રોમને ટાર્કવીનના હાથમાં વેચી દીધું હોત. તને રોમ મુક્તિ આપે છે ને એમને મોત.' કહી એણે જલ્લાદોને નિશાની કરી. ને ગુનેગારોને કહ્યું: 'માથું ધરો.' જોનારા આંખ મીંચી ગયા પણ બ્રુટસે આંખનો પલકારો ય ન થવા દીધો. કુહાડાના ઘા થયા.

રોમન નારી-સમૂહમાંથી એક તીણી ચીસ સંભળાઈ. આ બનાવ પછી લોકોનો ક્રોધ એટલો સળગી ઊઠ્યો કે એમણે ટાર્કવીનને એની ખાનગી મિલકત પણ પાછી સોંપવાની ના કહેવરાવી. કોઈ રોમન કુટુંબ એના વંશ-

વારસોમાં ટાર્કવીન નામ નહિ રાખે તેવી આજ્ઞા કઢાવી. એટલું જ નહિ પણ લોકોના પ્રતિનિધિ તરીકે બ્રુટસની જોડે લ્યુકેશીયાના પતિને પસંદ કર્યો હતો તેને પણ હઠાડી દીધો; કારણકે એના વડદાદાનું નામ ટાર્કવીન હતું !

આવો જલદ વિરોધ હતો, આવું અદ્ભુત આજ્ઞાપાલન હતું. આવી નિસ્પૃહ ન્યાયબુદ્ધિ હતી રોમના એ જન્મકાળે.

*

ટાર્કવીને જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે એણે રોમન નાગરિકો તરફની બધી આશા છોડી દીધી ને દૂરના એક રાજા પોર્સીનાની મદદ માગી.

પોર્સીનાની ફોજ રોમના પાદરમાં આવીને પડી. રોમનો પણ મેદાને પડ્યા. રોમનોએ પોતાની ફોજના બે ભાગ પાડી નાખેલા. એક પોર્સીનાની સામે ને બીજો ટાર્કવીનની સામે. ટાર્કવીનની સામે લડતી રોમન ફોજ જીતતી હતી. પણ એ જ વખતે પોર્સીનાની સામે ગયેલ રોમન ફોજ પાછી હઠી. એના સરદારોને ડોળીમાં ઘાલીને શહેરમાં લઈ જતા જોયા. એટલે આ જીતતી ફોજને પણ ગભરામણ થઈ. થયું કે હમણાં અમારા પર પોર્સીના પાછળથી છાપો મારશે આ ભયના માર્યા આખી ફોજમાં નાસભાગ શરૂ થઇ. બંને ફોજના સરદારો તો મળી ગયા હતા. કોણ કોને કહે ? બધા શહેરમાં પેસી જવા ધસતા હતા. શહેર ને ફોજની વચ્ચે આવેલા ટાઇબરના પુલ પાસે ભીડ જામી હતી. સૌ આગળ ઘૂસી જવા મથતા

હતા. કોઈને ય પાછળ ધસ્યે આવતા દુશ્મનોને રોકવાનો ખ્યાલ નહોતો. જો પુલ એમના હાથમાં જાય તો શહેર બચવાની કોઈ આશા નહોતી, કારણકે નદીના કાંઠાના એ ભાગને દીવાલ જ નહોતી.

પણ એક જણને સદ્બુદ્ધિ સૂઝી. તેણે આખા લશ્કરને રોમ બંનેને બચાવ્યાં ને અક્ષય કીર્તિ સંપાદન કરી. એનું નામ હતું હોરેશ્યસ. એ પોતાના બે મિત્રોની જોડે દુશ્મનોને ખાળતો ઊભો રહ્યો. લશ્કર સામે કાંઠે પહોંચીને ગોઠવાઈ ગયું એટલે હોરેશ્યસે પોતાના બે મિત્રોને કહ્યું:

'હવે તમે પણ જાઓ ને પેલે છેડેથી પુલને તોડતા આવો. છેક પાસે આવો ત્યારે મોટેથી બૂમ મારજો એટલે હું આવીશ.'

ત્યાં હોરેશ્યસ એકલો ઊભો છે. પાસે ટાઈબર વહી જાય છે. એક બાજુ રોમન નાગરિકો સામે કાંઠેથી ચાલ્યા આવવા વીનવે છે. એનો કાકો સાદ કરે છે, પણ વીરત્વ ને વતનના સાદ વધારે જોરદાર હોય છે. જો પુલ ન તૂટે તો રોમ તૂટ્યું જ સમજવું. પોર્સીનાની ફોજને હવે ડગલું પણ ન ભરવા દેવાય. અહીં ને અહીં જ થંભાવવી જોઈએ. દુશ્મનોની ફોજને આ કોઈ પાગલ લાગે છે. જ્યારે એમણે જોયું કે પુલ તો પછવાડેથી તૂટતો આવે છે ત્યારે પુલ સર કરવા ધસ્યા. પણ ધસતા મોતની ખાઈમાં જ ધસ્યા. ત્યાં હોરેશ્યસ નહોતો. રોમની પ્રતિષ્ઠા ઊભી હતી–રોમનાં લાખ સ્ત્રી–પુરુષોના યશ ને સંકલ્પની સંગઠિત ચેતના ત્યાં હતી.

પોર્સીનાના સૈન્યે તીર, ભાલા ને પત્થરનો વરસાદ વરસાવ્યો. હોરેશ્યસનો સાથળ ભાંગ્યો, ખભો ઘવાયો. પણ એ ન તસુ ય પાછળ હઠ્યો કે ન પોર્સીનાની સેના તસુ આગળ વધી.

સડદાંના કિલ્લા વચ્ચે હથિયાર ખૂટતાં દુશ્મનના આવતા હથિયાર લઈને જ એમને ખાળ્યા. હથિયાર ને શક્તિ બંને ખૂટવા આવ્યાં ત્યારે બૂમો સાંભળી કે પુલ લગભગ તોડાઈ ચૂક્યો હતો ત્યારે એણે નદીમાં ઝંપલાવ્યું. ને મહામહેનતે-ગળકાં ખાતો સામે પાર પહોંચ્યો. ત્યાં તો હજારો હાથ એને લઈ લેવા તૈયાર જ હતા.

રોમનો એના પર વારી ગયા. લોકોએ એનું કાંસાનું પૂતળું ફોરમમાં અગ્રસ્થાને મુકાવ્યું. એક દિવસમાં જેટલી ખેડી શકે તેટલી જમીન આપી. ને બધા જ નાગરિકોએ પોતાનો એક દિવસનો ખોરાક એને ભેટ આપ્યો. માત્ર પગ ખોયો હોવાથી એને કોન્સલ બનાવી શકાય તેમ નહોતું.

*

રોમમાં દુશ્મનો પેસી તો ન શક્યા. પણ તેઓ પાછા પણ ન ગયા. તેમણે રોમને ઘેરો ઘાલ્યો. ભૂખે મારીને રોમને વશ કરવાનું વિચાર્યું. દિવસો વીતવા લાગ્યા. રોમનોને ભૂખ પીડવા માંડી. મેદાને પડી શત્રુને જીતી શકાય તેમ નહોતું. સેનેટે લોકોને એકઠા કર્યા ને કહ્યું: ‘મેદાનમાં દુશ્મનોને હરાવાય તેમ નથી. ઘેરો લાંબો ચાલે તોપણ ઊગરી શકીએ તેમ નથી. ઉપાય ફક્ત એક

જ છે, પોર્સીનાનું ખૂન કરવાનો. છે કોઈ તૈયાર જે એની છાવણીમાં પેસી એનું ખૂન કરી આવે ?'

એક જુવાન ઊભો થયો: 'હું ટ્યુશીમસ તૈયાર છું એ કામ માથે લેવા.'

'ને એ નિષ્ફળ ગયું તો ?' કોન્સલે પૂછ્યું.

'હું તૈયાર છું.' બીજાએ કહ્યું.

'ને તું નિષ્ફળ જાય તો ?'

'હું.' ત્રીજો આગળ આવ્યો. એક પછી એક કરતાં ૩૦૦ જુવાનો તૈયાર થયા.

ટ્યુશીમસ રાત્રે નદી પાર કરી ભિખારીના વેશમાં એક ખંજર છુપાવી પોર્સીનાની છાવણીમાં ભીખ માગતો ફરતો હતો. મુશ્કેલી એ હતી કે એણે પોર્સીનાને જોયો ન હતો. એમાં એણે એક તંબૂની આગળ લાલ ઝભ્ભો પહેરી ઊંચા આસન પર બેસી બીજાને પૈસા વહેંચતા એક માણસને જોયો. એની અડખેપડખે ઘણા માણસો ઊભા હતા. ટ્યુશીમસે ધાર્યું કે આ જ પોર્સીના. એ ટોળામાં દાખલ થયો. ને ધીમે ધીમે છેક એની પાસે જઈ ખંજર હુલાવી દીધું. આજુબાજુના લોકોએ એને પકડી લીધો ને કહ્યું: 'ચાલો રાજા પાસે.'

ત્યારે ટ્યુશીમસ સમજ્યો કે એ નિષ્ફળ ગયો હતો. એણે તો ખજાનચીને માર્યો હતો.

શિયાળાનું સવાર હતું. અંગરક્ષકોથી વીંટાયલો પોર્સીના એના તંબૂમાં સગડીએ તાપતો હતો. એણે ટ્યુશીમસ સામે જોઈને કહ્યું:

'ભગવાન મારો નાશ નથી ઇચ્છતા. રોમનો નાશ ઇચ્છે છે. રોમ આમ કેટલા દિવસ ઊભું રહેશે?'

'તારા સૈન્ય કરતાં વધારે.' ટ્યુશીમસે કહ્યું.

હિંમતવાળો લાગે છે. તારે જીવવું હોય તો રોમમાં કેટલા દિવસનું અનાજ છે તે માહિતી આપ.' એક સેના-નાયકે કહ્યું.

ટ્યુશીમસે કાંઈ જવાબ ન આપ્યો એટલે સૈનિકો તરફ જોઈને કહે: 'એને જરા સ્વાદ ચખાડશું એટલે જીભ ખૂલશે.'

'તારે કરવું હોય તે કર, તારી રિબામણીની મને કંઈ પડી નથી. તું કેટલુંક રિબાવીશ?' કહેતાંક એણે પોતાનો હાથ સગડીમાં ખોસી દીધો. માંસ બળવાની દુર્ગંધથી તંબૂ ભરાઈ ગયો. અંગરક્ષકો, સિપાઇઓ, સેના નાયક સૌ ફાટી આંખે જોઈ રહ્યા પણ ટ્યુશીમસનું રૂંવાડું ય ન ફરક્યું.

પોર્સીના આ હિંમત ને સહનશક્તિ જોઈ દિગ્મૂઢ થઈ ગયો. એણે દાના દુશ્મનને છાજે તેવી તારીફ કરતાં કહ્યું: 'તું છૂટો છે. જ્યાં જવું હોય ત્યાં જા. અમે તને ત્રાસ આપત તે કરતાં ય તેં વધુ જાતે જ સહન કરી લીધું છે. તને રોમના દરવાજા સુધી મારા સૈનિકો સહી-સલામત પહોંચાડશે.'

ટ્યુશીમસે પણ એટલી જ દાનાઈ બતાવી કહ્યું: 'મને જો રિબાવ્યો હોત તો મેં જે ન કહ્યું હોત તે હવે ખુશીથી કહું છું: ત્રણસો રોમન જુવાનોએ તને મારવા-ની પ્રતિજ્ઞા લીધી છે. હું તો હજુ પહેલો જ છું. પણ

બીજા એમનો વારો આવવાની વાટ જ જુએ છે. એટલે ખબરદાર રહેજે.' કહી એ રોમમાં પાછો આવ્યો.

પણ પોર્સીના આ જોઈ, આ સાંભળી હલી ગયો. અંદરથી હારી જ ગયો. એણે કોની જોડે બાથ ભીડી હતી તેનો ખ્યાલ આવ્યો. એને થયું કે રોમ અજિત છે. એટલે એણે રોમનો સાથે સુલેહ માટે સંદેશા ચલાવ્યા. ટાર્કવીનને સાથ આપવાની ના પાડી. રોમનોએ પણ સુલેહ સ્વીકારી. ને એનો પૂરો અમલ ન થાય ત્યાં સુધી દશ જુવાનો ને યુવતીઓને બાન તરીકે પોર્સીનાને સોંપ્યાં. હવે એવું બન્યું કે આમાંની એક કન્યા એનાં માબાપને મળવા છાનીમાની નાસી છૂટી ને ટાઈબર તરીને સામે કાંઠે પહોંચી. પોર્સીનાને આ સાંભળી નવાઈ થઈ પણ વિશેષ નવાઈ તો ત્યારે થઈ કે રોમનોએ એ કન્યાને પાછી મોકલી. પોર્સીનાએ કન્યાની હિંમત, નિખાલસતા ને રોમની પ્રમાણિકતાથી મુગ્ધ થઈને કન્યાને સ્વતંત્ર કરી એટલું જ નહિ પણ જે જુવાનો બાન તરીકે હતા એમાંથી જેને પસંદ કરે તેને પણ સાથે લઈ જવાની રજા આપી.

કન્યાએ જુવાનોમાંથી જે સૌથી નાની ઉંમરના હતા તેમની માગણી કરી, કે એ પોતાનાં માબાપથી વિખૂટા ન પડે.

રોમનોએ એ કન્યાની સ્મૃતિમાં મુખ્ય રાજમાર્ગ પર એનું પૂતળું મુકાવ્યું ને ટ્યુસિમસને જાગીર આપી.

## વાર્તા ૩ જી

એપિયસ ન્યાયાધીશ હતો. રોમનોએ એને એ સ્થાને ચૂંટ્યો હતો. તેની આસપાસ વીશ શસ્ત્રસજ્જ અંગરક્ષકો રહેતા. તેની સામે એક હરફ ઉચ્ચારવો એ ગુનો હતો. રોમનો એ ન્યાયાધીશ કોઈનો ભય રાખ્યા વિના ન્યાય તોળે તે માટે એના શરીરને અવધ્ય ઠરાવ્યું હતું—ને એની આજ્ઞા અફર ગણાતી.

પણ સત્તા ને સંપત્તિ કાચો પારો છે. એ બધાંને પચતાં નથી. કોક બ્રુટસ જેવા વિરલા સત્તા ને સંપત્તિ હોવા છતાં ય શીલને જાળવી શકે છે. મોટી વસ્તુ સમાવવાં વાસણ પણ મોટું જોઈએ છે. એપિયસનું મન તો સાવ ક્ષુદ્ર ને સાંકડું હતું. એને કેફ ચડ્યો. એ ભૂલી ગયો કે આ તો ટાર્કવીનને ભૂંડે હાલે ભગાડનારી પ્રજા છે.

એની અદાલતની પાસે જાહેર પાઠશાળા હતી. એક અઢાર વર્ષની કન્યાને રોજ એ ભણવા જતી જોતો. રોમમાં એના રૂપની જોડ નહોતી. એનું નામ હતું વર્જિનિયા. એપિયસની નજર બગડી. તોપણ એનાથી એને પરણાય તેમ નહોતું. એક તો વર્જિનિયાનું સગપણ એક જુવાન રોમન લ્યુશિયસ જોડે થઈ ગયું હતું. બીજું વર્જિનિયાનો બાપ ગરીબ હતો. સૌથી મોટી પંચાત તો

એ હતી કે એપિયસ પોતે પરણેલો હતો. એણે પોતાની એક દાસી મારફત વર્જિનિયાને આડે માર્ગે દોરવા પ્રયત્ન કર્યો. પણ વર્જિનિયામાં રૂપ જેવા જ ગુણ હતા. એણે એને કાંઇ દાદ ન દીધી; એપિયસે રસ્તામાં એક-બે વાર તેને આંતરી, સમજાવવા પ્રયત્ન કર્યો. એટલે બીજા દિવસથી વર્જિનિયાએ એકલાં નિશાળે આવવા-જવાનું જ બંધ કર્યું. એપિયસે છેવટે એને પકડી લેવાનું નક્કી કર્યું. જાતે તો તેમ કરી ન શકે. પોતાના એક ઓળખીતાને એ માટે ઊભો કર્યો-ક્લોડિયસને. વર્જિનિયા એક સવારે ફોરમ પાસે થઇને નિશાળે જતી હતી. ત્યાં પેલા માણસે તેને પકડી. ઘસડીને ચાલવા માંડ્યું. વર્જિનિયાની સાથે ભણતી એની ગોઠણોએ બૂમરાણ કરી મૂકી. ફોરમના ચોકમાં બેઠેલા વેપારીઓ, મજૂરો ને બીજા લોકો આ કકળાટ સાંભળી પાછળ દોડ્યા ને વર્જિનિયાને ઘસડી જતા માણસને એક સાંકડી ગલીમાં પકડી ઘેરી વળ્યા. પકડી જનારાએ જોયું કે એની ચારે બાજુ રોમન નાગરિકો ટોળે મળ્યા હતા. એણે બાજી ફેરવી: 'મને જવા દો—શા સારુ આડા ફર્યા છો ?'

'ગયા, ગયા ! આ છોકરીને છોડી દે.' લોકોએ માગણી કરી.

'છોકરી તો મારી ગુલામની છોડી છે.'

'જુઠ્ઠા ! નાપાક !' કહી વર્જિનિયા ધક્કો મારી લોકોના ટોળા તરફ દોડવા ગઈ. પેલાએ એનું વસ્ત્ર પકડ્યું એટલે લોકો કહે: 'તારી ગુલામની છોકરી છે તેની સાબિતી આપ.'

પેલાએ કહ્યું: 'ચાલો અદાલતમાં.'

બધાં કહે: 'ચાલ.'

વર્જિનિયાએ પણ કહ્યું: 'ચાલ આપ સાબિતી.'

લોક–સમુદાયથી અદાલત ભરાઈ ગઈ. આંગણામાં પણ ઠઠ જામી હતી. વર્જિનિયાના અપહરણની ખબર સાંભળી આજુબાજુની રોમન સ્ત્રીઓ પણ આવી હતી. વર્જિનિયાનો બાપ તો લશ્કરમાં હતો, ને એનો મામો કે ભાવિ પતિ હજુ આવ્યા નહોતા. એટલે સૌ એની રાહ જોતા હતા ત્યાં તો એપિયસે કેસ ચલાવવાની શરૂઆત કરી: 'કોણ આરોપી છે? વર્જિનિયાના કોઈ સાક્ષી છે કે?'

પોતાની યોજનામાં ભંગાણ પડવાથી એ ખિજાયો હતો. એણે નક્કી કર્યું હતું કે વર્જિનિયાના સગા આવે તે પહેલાં જ આ કેસને પાયા વિનાનો ઠરાવી વર્જિનિયા પેલાને સોંપી દેવી. વર્જિનિયા હાવરી–બાવરી ચારે તરફ પોતાના મામા કે પિતાને શોધતી હતી. ત્યાં તો વર્જિનિયાનો મામો ને ભાવિ પતિ હાંફતા હાંફતા આવી પહોંચ્યા. એપિયસના પેટમાં તો આ જોઈને તેલ રેડાયું. પણ ન્યાયાધીશના હોદ્દા પર બેઠાં બેઠાં એ શું કરી શકે? એણે ક્લોડિયસને ઈશારો કર્યો એટલે એણે શરૂ કર્યું:

'લોકો ધારે છે તેમ મેં આ છોકરીને ખેંચી જવામાં કશું યે અણછાજતું કે અન્યાયી કર્યું જ નથી–કઈ રીતે તે હવે કહું. આ સામે ઊભી છે તે વર્જિનિયા મારે ત્યાં એક ગુલામદાસી હતી તેની છોકરી છે; વર્જિનિયાની મા સાથે એને ઓળખાણ હતી. હવે વર્જિનિયા-

ની માએ એને કહ્યું હતું કે તને આ વખતે જે છોકરું થાય તે મને આપજે. એટલે મારી દાસીએ જ્યારે સુવાવડ આવી ત્યારે આ છોકરી વર્જિનિયાની માને સોંપીને અમને કહ્યું કે છોકરું અવતરીને વળી ગયું. આ વાતના મારી પાસે સાક્ષી–પુરાવા છે. તે કોર્ટ કહે ત્યારે રજૂ કરવા તૈયાર છું. આપણા કાયદા મુજબ ગુલામ સ્ત્રીનું છોકરું તે ગુલામ ગણાય. આ કાયદા મુજબ જ મેં આ છોકરીનો કબજો લીધો છે. અદાલતને જો એ વિષે શંકા હોય તો માગે ત્યારે સાક્ષી–પુરાવા રજૂ કરવા તૈયાર છું. સામો પક્ષ જો અત્યારે કહે તો અત્યારે નહિતર અદાલત જે મુદ્દત ઠરાવે ત્યારે. ફક્ત એ મુદ્દત દરમિયાન છોકરીનો કબજો મને સોંપવો જોઈએ. કોર્ટ જોઈએ તો મારા જામીન લઈ શકે છે–હું તમારો સગો છું એટલે જ મને અન્યાય ન થવો જોઈએ.'

વર્જિનિયાના કાકાએ કહ્યું: 'છોકરાંનો સાચો વાલી તો એનો પિતા ગણાય. હું એનો મામો છું. મારી બહેન મરી ગઈ ત્યારથી વર્જિનિયાને હું એના બાપની ગેરહાજરીમાં સંભાળું છું. એના પિતા લશ્કરમાં છે.' લોકો તરફ ફરીને કહે: 'યાદ રાખો કે એ અત્યારે રોમન સ્વતંત્રતા ને રોમન શાંતિ માટે પોતાનું લોહી કોઈક ખીણમાં રેડતો હશે. ને એની પોતાના દીકરીની સ્વતંત્રતા ને શીલ આજે જવાં બેઠાં છે. આપણે એ જોઈ રહેશું ?' પછી ન્યાયધીશ તરફ ફરીને કહે 'તમે જ એક કાયદો કર્યો છે કે જ્યારે કોઈ માણસ પર ગુલામ હોવાનો આરોપ હોય ત્યારે એને જે એ ગુલામ છે એમ આરોપ મૂકતો હોય તેને

તત્કાળ ન સોંપવો પણ જે કોઈ એ સ્વતંત્ર માણસ છે એમ પુરવાર કરવા તૈયાર હોય તેને જ કેસ પૂરો થતાં સુધી સોંપવો. આ કાયદા પ્રમાણે હું વર્જિનિયા મને હાલ પૂરતી સોંપાય એમ માગું છું. હું એ પુરવાર કરી દેવા તૈયાર છું કે આ કન્યા સ્વતંત્ર રોમન નાગરિક છે: આ ટોળામાંનો એકેએક એમ કહેશે.'

પણ એપિયસ તો અધીરો થયો હતો. એણે કહ્યું: 'હાલ પૂરતો એનો કબજો ક્લોડિયસ લે–ને આવતી કાલે પાછી હાજર કરે. એ વખતે જો વર્જિનિયાનો બાપ હાજર થઈ પોતાનો પક્ષ રજૂ નહિ કરે તો આનો કાયમી કબજો ક્લોડિયસને સોંપાઈ જશે.'

ક્લોડિયસ વર્જિનિયાને લેવા આગળ આવ્યો. વર્જિનિયા તો ભયથી ફિક્કી પડી ગઈ.

એનો ભાવિ પતિ ટોળામાંથી આગળ કૂદી આવી કહે: 'જોઉં તો ખરો કે આની સ્વતંત્રતા કોણ ઝૂંટવે છે?'

વર્જિનિયાની ચીસ ને આક્રંદથી લોકો હલી ઊઠયા. થોડાકે વર્જિનિયા ફરતો કોટ કરી લીધો, બીજાએ એપિયસને પકડ્યો: 'બ્રુટસના આસનને લજવે છે? ઉતારી મૂકો હેઠો એને, ખેંચો એનો ડગલો.' લોકો ચારે બાજુથી બૂમો પાડતા હતા. એપિયસના અંગરક્ષકો ન્યાયાધીશની આજ્ઞાની રાહ જોતાં મોઆની જેમ ઊભા હતા. એપિયસ પણ સહેજ ગભરાઈ ગયો. મામલો આ હદે જશે તેમ એણે ધાર્યું નહોતું. વાતને વાળી લેતો હોય તેમ એણે ક્લોડિયસને પોતાની પાસે બોલાવ્યો ને પછી લોકો તરફ

જોઈને કહે: 'તમારી બધાની લાગણી ઉશ્કેરાય તે સમજું છું. પણ આ દયાનો સવાલ નથી. મને તો અહીં ન્યાય તોળવાનું સોંપાયું છે. છતાં મેં આ ક્લૉડિયસની જોડે વાત કરી છે ને એ કાલ પૂરતો આ છોકરી એના મામા પાસે રહે તમાં સંમત થયો છે. એટલે મને ન્યાયની દૃષ્ટિએ ચુકાદો ફેરવવામાં વાંધો નથી. હવે કાલે ફેંસલો મળે ત્યાં સુધી વર્જિનિયાને ભલે એના મામા લઈ જાય. કાલે એનો બાપ નહિ આવે તો પછી એનાં તકદીર.'

'પણ એક દિવસની મુદત બહુ ઓછી છે.' લોકોએ કહ્યું.

'એક દિવસનો સમય તો ઘણો વધારે છે.' કહી એ ઊઠી ગયો. હોઠે આવેલો પ્યાલો પાછો જવાથી એનો મિજાજ ગયો હતો. આ બધા ગંદા-રખડુ ને રાંકા લોકોના ટોળાએ એની આજે તો બાજી ઊંધી વાળી હતી. પણ ફરી આવતી કાલે એવું ન જ બને એટલા માટે એણે પોતાના અંગરક્ષકોની સંખ્યા બેવડી કરીને તેમને તૈયાર રહેવા સૂચવ્યું. પોતાના મિત્રોને ટોળામાં જુદે જુદે ઠેકાણે બેસી ચુકાદાને અનુકૂળ પોકારો કરવાનું ઠરાવ્યું. ને વર્જિનિયાના બાપને છાવણીમાંથી અહીં આવવાની ચાલુ લડાઈએ રજા જ ન મળે તે જાતનો રુક્કો ઘોડેસ્વાર જોડે મોકલી આપ્યો. પણ આમાં તે ફાવ્યો નહિ.

બીજે દિવસે અદાલતમાં જોયું તો વર્જિનિયાનો બાપ હાજર હતો. એનો હુકમ પહોંચે તે પહેલાં જ વર્જિનિયાનો સંદેશો એના ભાવિ પતિએ છાવણીમાં પહોંચાડયો હતો. ને રજા મળી ગઈ હતી.

અદાલતમાં મેદની કાલ કરતાં ય વધારે જામી હતી. એપિયસે પોતાના સાગરીત-મિત્રોને જોઇ લીધા. સૈનિકો પર નજર ફેરવી લઇને મનમાં કાંઇક નક્કી કર્યું ને પછી વર્જિનસને બચાવ કરવા કહ્યું.

'કોઇ પણ સાધારણ માણસ પણ આ વાત માને તેવું આ નથી. સૌ કોઇ જાણે છે. કે વર્જિનિયા પહેલાં મારી સ્ત્રીને એક સંતાન હતું. વર્જિનિયાના જન્મ વખતે એ હજુ જુવાન હતી. એટલે એ કાંઇ વંધ્યા નહોતી કે બીજાનું બાળક ખોળે લેવા વિચાર કરે-ને ધારો કે એને લેવું હોય તોપણ એક ગુલામ સ્ત્રીનું બાળક શા સારૂ લે? 'સ્વતંત્ર રોમનાં બાળકો ખૂટી ગયાં હતાં? અમારા કુળમાંથી જોઇ ત્યારે બાળકો દત્તક લઇ શકાય તેમ હતું. ક્લોડિયસ અહીં દસ સાક્ષીઓ લાવ્યો છે. હવે એવું સૌની સામાન્ય સમજને પૂછું છું કે જે સ્ત્રી આવી છૂપી રીતે બાળકને લેવા માગતી હોય તે શું દસ દસ સાક્ષીઓ રાખીને એ કામ કરતી હશે? આ બધું નરાતાળ જૂઠાણું ને પ્રપંચ છે; આ પ્રપંચ ક્લોડિયસનો હોય કે પોતાના હોદ્દાને લજાવનાર કોઇ બીજાનો હોય પણ એમાં હલકાઇ ને અધમતા સિવાય કશું નથી.'

પછી લોકો તરફ જોઇને કહે: 'તમે શું એમ ઇચ્છો છો કે આ જે ગભરુ ને નિર્દોષ બાળ છે, જેણે રોમનોનું સ્વાતંત્ર્ય ભોગવ્યું છે તે ગુલામડી તરીકે વાસણ માંજે, લાતો ખાય ને ભઠિયારું કરે? જેના માથા પર પાર વિનાના આશીર્વાદ વરસે છે તેના પર ગાળોનો

વરસાદ વરસે ? માબાપો શું આ સારુ બાળકોને જન્મ આપે છે ? યાદ રાખજો કે આજ મારી દીકરી જ નથી લૂંટાતી પણ બધા ગરીબ રોમનોની કન્યાઓ લૂંટાય છે. પછી એમનું કોણ રખવાળ ? એમને કોનો આશરો ? ’

એપિયસની ધીરજનો અંત આવતો હતો. એણે એને વચ્ચે જ અટકાવીને ચુકાદો વાંચવા માંડ્યો: ‘ આ કિસ્સા વિષે હું પહેલી જ વાર નથી સાંભળતો. ઘણા વર્ષોથી હું એ જાણું છું. કલોડિયસના બાપ અમારા સગા હતા. ને આશ્રિત હતા. એ મરવા પડ્યા ત્યારે કલોડિયસ તો નાનો હતો. એટલે એની સગીર અવસ્થામાં મને એનો રક્ષક નામેલો. બધી માલ–મિલકતની ભાળવણી કરેલી. ત્યારે મેં એ વિષે કાંઈ નહિ કરેલું. કારણકે મને એમ કે જ્યારે કલોડિયસ મોટો થઈને ઠીક લાગશે તેમ કરશે. આજે હવે એ ઉમ્મર લાયક થઈને પોતાના ગુલામનો કબજો માગે છે. એ જો આ વર્જિનસની સાથે કાંઈક પતાવટ કરી શક્યો હોત તો ઠીક હતું પણ જ્યારે અદાલત પાસે આવેલ જ છે ત્યારે અદાલતે ફેંસલો આપ્યા સિવાય છૂટકો નથી. કલોડિયસ જે માગે છે તે ન્યાય પૂર:સર છે એટલે હું ફેંસલો આપું છું કે આ કન્યા એ કલોડિયસને સોંપાઇ જાય. આ દયાદાનનું સ્થળ નથી–અહીં તો ન્યાય ચૂકવાય છે. ’

લોકોએ આ ચુકાદો સાંભળ્યો ત્યારે જેમના દિલમાંથી રામ નહોતો ચાલ્યો ગયો તે બધા પોકાર કરી ઊઠ્યા. ને બીજી બાજુએ એપિયસના મિત્રોએ ‘ બરાબર–

બરાબર'ની બૂમો પાડી. ચારે બાજુ ધક્કામુક્કી ને ધૂમ-રાણ મચી રહ્યું. માત્ર વર્જિનિયા એક જ બીધેલી સસલાની જેમ આંખોમાંથી આંસુ સારતી, કરમાવાની અણી પર આવેલ પોયણીની જેમ ડોક ઢાળી ઊભી હતી.

એપિયસે એની સામું જોઈ લોકોને પૂછ્યું: 'સુલેહ-શાંતિના ભંગ કરનારાઓ, જો હવે ઘોંઘાટ કે તોફાન કર્યા સિવાય શાંતિથી નહિ ચાલ્યા જાવ તો મારે મારા હોદ્દાને છાજે તે રીતે તમને નમ્રતા શીખવવી પડશે. એમ ન ધારતા કે અહીં ઊભેલા આ હથિયારબંધ સૈનિકો-ને આ ગઢ-કિલ્લા કે બહારના દુશ્મનોને જ હંફાવવા માટે રાજ્યે રાખ્યા છે; ન્યાયના કામમાં થતી દખલ એક ક્ષણ નહિ સાંખી શકાય. માટે જેને લેવા-દેવા નથી તે સૌ અહીંથી સમજુ થઈને ચાલ્યા જાય ને પોતાને ઘરધંધે લાગી જાય. ને ક્લોડિયસ! તું આ છોકરીને લઈ જા. તારી સાથે મારા આ દસ અંગરક્ષકો આવશે.' લોકોએ આ કઠોર હુકમ સાંભળ્યો. હથિયારબંધ સૈનિકોની ટુકડી જોઈ એટલે ડઘાઈ ગયા. માથું કૂટતા, છાતી પીટતા કકળતા ને આંસુ સારતા સૌ બહાર નીકળી ગયા.

જ્યારે વર્જિનિયાના પિતાએ જોયું કે ચુકાદાની સામે થવું નકામું છે ત્યારે એણે એક એવો વિચાર કર્યો કે જે કોઈ રોમન બચ્ચાને જ સૂઝે. એણે ન્યાયાધીશ પાસે જઈ નમનતાઈથી કહ્યું. 'મારી દીકરી છેવટને માટે મારાથી વિખૂટી પડે છે ત્યારે છેલ્લી વાર એને મળી, હેત કરી લેવાની રજા આપો તેવી મારી વિનંતિ છે.'

એપિયસ તો લોકોને નાસીપાસ થઈને ચાલી ગયેલાં જોઈ આસમાનમાં ચડી ગયો હતો. એની યોજના આખરે બર આવી હતી. એણે કલોડિયસને રોક્યો.

વર્જિનસે અર્ધબેભાન વર્જિનિયાને પોતાના એક હાથે ટેકવી કાનમાં કહ્યું: 'બેટા, હું તને આ શઠના હાથમાં નહિ જવા દઉં; એના કરતાં જ્યાં તારી સ્વતંત્રતા ને શિયળ બેઉ જળવાશે ત્યાં આપણા બાપ-દાદાઓની સાથે જ સ્વર્ગમાં જા.' કહેતાં જ એણે કમરમાંથી છરી ખેંચી જોતજોતામાં દીકરીની છાતીમાં ભોંકી દીધી; એક હાથે છરી ઊંચી કરી લોકોને દેખાડીને બીજે હાથે વર્જિનિયાના લોહીની અંજલિ ભરી એપિયસ તરફ છાંટીને કહ્યું:

'આનું પાપ તારા ને તારા વંશજો માથે છે.' કહેતો બહાર દોડ્યો. લોકોએ હજી ફોરમનું આંગણું પણ વટાવ્યું નથી. ગાંડાની જેમ એક હાથમાં લોહિયાળ છરી લઈને દોડતા જતા વર્જિનસને જોઈ એ બધાં થંભી ગયાં.

'હવે રોમમાં કોણ રહેશે? જ્યાં કન્યાઓનું શિયળ સલામત નથી ત્યાં શિયાળો જ વસવાનાં.'

લોકો પાછા ફર્યાં. પરીના જેવી રૂપાળી ને ફૂલ જેવી સુકુમાર વર્જિનિયાના શબને જોતાં જ એમનો ભય ક્યાં ય નાસી ગયો. એમની વીરતા ને ઝનૂન જાગી ઊઠ્યાં. સૈનિકો ને એમનાં હથિયારોને ભૂલી એપિયસને આસન પરથી ખેંચી–નીચે ઢસડ્યો, રગદોળ્યો, અધમૂઓ કરીને નીચેના ભોંયરામાં પૂરી દીધો.

બીજે દિવસે ભોંયરામાં એનું શબ હતું.

# વાર્તા ૪ થી

કોરોલેનસ એ રોમન ઉમરાવનો દીકરો હતો. એની માએ એને રોમનને શોભે તેવી તાલીમ આપી હતી. મિત્રો તરફ એ જેટલો ઉદાર હતો તેટલો જ દુશ્મનો તરફ એ નિર્દય હતો. આજુબાજુના લોકો એનું નામ સાંભળીને ગભરાય એવી એની હિંમત ને બહાદુરી હતી. કોરોલેનસ નામ જ આવા એક બહાદુરીભર્યા કામ માટે મળેલો ખિતાબ હતો. કોરોલી નામના એક કિલ્લા આગળ જ્યારે આખું સૈન્ય વેરવિખેર થઈ નાસતું હતું ત્યારે એણે એકલાએ નીસરણી માંડી–દુશ્મનોના કિલ્લા પર ધજા ફરકાવી; એની બહાદુરી જોઇ ભાગી ગયેલું સૈન્ય શરમાઈને પાછું આવ્યું: ને કોરોલી જિતાયું. આ પ્રસંગની યાદમાં એને કોરોલેનસ નામ અપાયું હતું. પણ આ કોરોલેનસને પ્લેબિયનો–ગરીબ રોમનો માટે ભારે ચીડ હતી. બીજા ઉમરાવો આ ગરીબ પ્લેબિયનોને કાંઇક અધિકાર આપવાની વાત કરતા ત્યારે એ અચૂક આડો પડતો: 'શા સારુ એમનાથી ગભરાવ છો ? એ બધા તો એ જ લાગના છે.' પ્લેબિયન આગેવાનોથી આ અજાણ્યું નહોતું. પણ રોમના સૌથી શ્રેષ્ઠ ને મર્દ યુવાન તરીકે મનમાંથી આ કાઢી નાખતા.

આમાં જ્યારે પ્લેબિયનો હિજરત કરી રોમની બહાર

ચાલ્યા ગયા ને છેવટે રાજ્યકારભારમાં ટ્રીબ્યુન નીમવાનો અધિકાર મળ્યો ત્યારે તો કોરોલેનસના ગુસ્સાને સીમા ન રહી. એને મન પ્લેબિયનોનો હિસાબ નહોતો. એ બધાને બહુ ઘમંડ ચઢ્યો હતો. એમનું સ્થાન ઉમરાવોના પગ આગળ હતું એ પાઠ એમને ભણાવવાનું કોરોલેનસને મન થયું પણ દુર્ભાગ્યે મોટા ને વૃદ્ધ પેટ્રીશયનો એને રોમની લગામ સોંપતા ન હતા.

વોલ્શિયનો સાથેની લડાઈને અંગે જમીન પૂરી ખેડાઈ નહોતી, એ લડાઈ પછી ત્યાં વળી પ્લેબિયનોએ હડતાલ પાડીને હિજરત કરી એટલે થોડી ખેડાત તે પણ ન બની શક્યું; ચારે બાજુ અનાજની તંગી હતી. સાયરેક્યુઝના રાજાએ રોમન લોકોની આ આફતમાં મદદ કરવા અનાજનાં વહાણો મોકલ્યાં. આ અનાજ કઇ રીતે વહેંચવું તેની ચર્ચા ચાલતી હતી. કોઈ કહેતા હતા કે ગરીબ પ્લેબિયનોને મફત અનાજ આપવું કારણકે જમીન ખેડાણી નથી. ને પાક થયા વિના એમની પાસે પૈસા ક્યાંથી હોય? કેટલાક કહેતા હતા કે સાવ મફત નહિ પણ સસ્તી કિમ્મતે અનાજ આપવું. કોરોલેનસ પ્લેબિયનોને રાહત અપાતી જોઈ ખિજાયો. એણે કહ્યું: 'બિલકુલ અનાજ નહિ આપવું. આપણને કારભાર કરતા નથી આવડતો એમ એમણે કહ્યું છે. હવે ભલે એ હિજરત કરીને ડુંગરા પર ચાલ્યા જાય. આપણે આપણો વહીવટ સાંભાળશું. ને અહીં રહેવું હોય ને અનાજ જોતું હોય તો પ્લેબિયન ન્યાયાધીશ ટ્રીબ્યુનના હક્કો છોડી દે.'

જાહેર રસ્તા પર જ એ આમ બોલતો હતો. વાની પેઠે વાત તો ફેલાઈ ગઈ. કોરોલેનસ આપણા ટ્રીબ્યુનસ છીનવી લેવા માગે છે. આપણી વિરુદ્ધ કાવતરું કરે છે; પ્લેબિયનોને ભૂખે માંરવાની યોજના ગોઠવે છે. ઘડી ભરમાં વાત ફરી વળી.

કોરોલેનસે ગંભીરતાપૂર્વક વાત કહી હતી કે આવેશમાં તે તેને ખબર. પણ ઘેર ગયો ત્યાં ટ્રીબ્યુનનું તેડું આવ્યું. એની સામે પ્લેબિયન ટ્રીબ્યુનનું અપમાન કરવાનું ને દ્રોહ કરવાનો આરોપ હતો.

'પેટ્રીશ્યન ઉમરાવ પર આરોપ ? ને તેનો ન્યાય કોણ તોળવાનું ? આ ગંદા-પેટભરા ? ને આરોપ મૂકનાર પ્લેબિયનો ?' ખડખડ હસી પડ્યો ને તેડવા આવનાર સૈનિકને ધક્કો મારી હાંકી કાઢ્યો.

કોરોલીના વિજેતાને આ ધૂળિયા પ્લેબિયનો ડરાવવા માગતા હતા ? કોરોલીમાં વેલ્શ્યનોનાં ભાલાં ભાળી જે ઊભી પૂંછડીએ નાસતા હતા એ જ આ પ્લેબિયનો પોતે ! કોણે ત્યારે રોમને બચાવ્યું હતું ? એણે પોતાની તલવાર બાંધી. માથે ટોપો મૂક્યો ને સેનેટમાં પોતાના મિત્રોને મળવા ચાલ્યો. પ્લેબિયનોને ચડેલા મદની એ એમને વાત કરવા માગતો હતો.

પણ ફોરમમાં માણસ આડે ચાલવાનો ય માર્ગ નહોતો. તોફાને ચડેલા દરિયાની જેમ મેદની એને જોઈ ઘૂરકતી હતી. કેટલાક તો ડાચિયાં કરતા હતા. મહામહેનતે મારગ કરી એ સેનેટમાં ગયો. ત્યાં એના ઉમરાવ મિત્રોએ

એને સલાહ આપી: 'ઝટ ટ્રિબ્યુન પાસે હાજર થઈ જાઓ, નહિતર આ ટોળું તમને ફાડી ખાશે.

'મારો ન્યાય તમે તોળો તો કબૂલ છે. પણ પ્લેબિયન પાસે હું ગુનેગાર તરીકે જાઉં? હરગિજ નહિ.'

બહાર લોકો કોરોલેનસના નામની બૂમો પાડતા હતા. ગર્વિષ્ઠ ગરુડના જેવા મિજાજવાળો કોરોલેનસ ઝરૂખામાં ગયો ને લોકો સામે જોઇ પોતાના પગની ધૂળ ખંખેરી કહ્યું:

'તમે કોણ છો? એક એક જણ આવો—મારી સામે તો નજર માંડો. કાયરના સરદારો! તમે શું મને દેશનિકાલ કરવાના હતા! હું તમને દેશનિકાલ કરું છું.' કહી એ પાછો ફર્યો ને પછી પાછું જોઈ કહે: 'યાદ રાખજો, હું જ તમને દેશનિકાલ કરીશ, એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તમે ખોબે આંસુડે રડશો.'

એ રોમ છોડી ગયો.

*

વોલ્સ્યનોની રાજધાની એન્ટીઅમમાં વોલ્સ્યનોની યુદ્ધસમિતિ મળી છે. રોમનોના હાથે મળેલ પરાજયનાં કારણોની ચર્ચા ચાલે છે. એક સેનાપતિએ કહ્યું:

'રોમનોના વિજયનું કારણ કોરોલેનસ જ છે.'

'કોરોલેનસ છે ત્યાં સુધી આપણે વિજયની આશા રાખવી નકામી છે.'

'કોરોલીમાં એણે જે પરાક્રમ બતાવ્યું તે તો યુદ્ધદેવી જ કરી શકે; રોમમાં આપણને છક્કડ ખવરાવે તો કોરોલેનસ.'

ત્યાં દરવાને આવીને રાજાને ખબર આપ્યા:

'બહાર એક જણ આવેલ છે.'

'કોણ?'

'પોતાનું નામ કોરોલેનસ હોવાનું કહે છે.'

'કોરોલેનસ!' બધા એકી સાથે બોલી ઊઠ્યા. સૌના આશ્ચર્યની સીમા ન રહી.

'આવવા દો.'

શું આવ્યો હશે?

વોલ્શ્યન સેનાપતિઓ જેનાથી થથરતા હતા તે કોરોલેનસ દાખલ થયો. એની આંખો ઉજાગરાથી લાલ થઈ છે; વાળ અણુહોળ્યા છે. રાજા પૂછે તે પહેલાં જ કોરોલેનસે કહ્યું:

'હું કોરોલેનસ તમને રોમ અપાવવા આવ્યો છું. રોમને જીતી પેઢાનપેઢીનું વેર લેવું હોય તો તૈયાર છું.'

કોરોલેનસ વોલ્શ્યનોની ચાકરી માગે? શા સારુ? નક્કી કાંઈક ભેદ છે. પ્રધાનોને લાગ્યું કે આમાં કાંઈક ચાલબાજી છે. રોમનોએ જ આ યુક્તિ ગોઠવી છે. આમ લલચાવીને વોલ્શ્યનોનો નાશ કરવા માટેની આ તરકીબ છે. પણ કોરોલેનસે એમને બધી વાત કરી.

'મારે એ ઘમંડી પ્લેબિયનોને દેખાડી દેવું છે કે કોરોલેનસનું અપમાન કરવું આકરું પડી જાય છે! એમનામાં બહુ પવન ભરાઈ ગયો છે.'

'પણ તમે રોમ ન અપાવી શકો તો?'

'તો આ મારું માથું ઉતારી લેજો.'

રાજાએ પ્રધાનો સામે જોયું. બધાએ સંમતિ આપી.

‘ દેવતાની વેદી પર કોલ દેવો પડશે. ’

‘ દસ વાર. ’ કોરોલેનસે કહ્યું. ‘ પણ મને સેનાપતિ કરવો પડશે, મારા હુકમોનું ઉલ્લંઘન નહિ થાય. ’

‘ પણ તમારે રોમ સર કરવું પડશે. નહિતર માથું.’ રાજાએ સામેથી વચન આપ્યું.

‘ દસ વાર. ’

લશ્કર રોમ તરફ ઊપડ્યું. એક પછી એક ગામો ટપોટપ પડવા માંડ્યાં. કોરોલેનસે પેટ્રીશ્યનોનાં ઘરો ને માલમિલકતને અડવાની યે મનાઈ કરી હતી; પણ પ્લેબિયનોના ઘરની એક ઈંટ પણ સાજી ન રહે તેની જાતે સંભાળ રાખતો. આથી રોમમાં ય આંતરકલહ ને ઈર્ષા થયાં. સેનેટે સૈન્ય ઊભું કરી સેનાપતિ નીમવા પ્રયત્ન કર્યો પણ એ બની જ ન શક્યું. પ્લેબિયનોને પેટ્રીશ્યનોનો વિશ્વાસ ન હતો, ને પેટ્રીશ્યનો પોતાના જ કુટુંબી ને વિજેતા કોરો-લેનસના પેટ્રીશ્યનોની હવેલીઓ અકબંધ રાખવાના પગલા પછી વિશેષ બગાડવા તૈયાર ન હતા. દરમિયાન કોરોલે-નસની સેના તો પાણીના પૂરના પેઠે રોમ તરફ ધસતી જતી હતી. જે કોઈ સામે થતા તેને તે તણખલાની પેઠે ઉડાડી મૂકતો. રોમ ફક્ત પાંચ માઇલ જ હતું. કેપીટો-લીની ટેકરી પરથી દુશ્મન સૈન્યની ધજાઓ દેખાતી હતી ને અહીં તો હજુ સૈન્ય ને સેનાપતિનો પાટો જ નહોતો ચડ્યો. પ્લેબિયનો પોતાની મેળે છૂટાછવાયા લડ્યા પણ હાર્યા ને સેંકડો કપાઈ મૂઆ.

ગંભીર પળ હતી. રોમના દેવતાઓ જાણે એને છોડી ગયા હતા. બીકણોએ ઉચાળા ભરીને શહેર છોડવાની તૈયારી કરવા માંડી. સેનેટ રસ્તો કાઢવા મથી; પણ હવે ખૂબ મોડું થઈ ગયું હતું. નદીના સામે કાંઠે જ કોરોલેનસ આવી પહોંચ્યો હતો. ટાઈબરનો પુલ ઓળંગવાની જ વાર હતી. સ્ત્રીઓને હવે ફક્ત દેવોનો જ આશરો હતો.

છેવટે પ્લેબિયનોએ પોતે જ કોરોલેનસને સમજાવવાની વાત સ્વીકારી. વોલ્શ્યનોને નમવા કરતાં કોરોલેનસને નમવું તે સારું હતું. સેનેટે પોતાના પ્રતિનિધિઓને કોરોલેનસને સમજાવી–મનાવી લેવા મોકલ્યા.

ટાઈબરને સામે કાંઠે છાવણીની વચમાં એક ટેકરી પરના તંબૂની આગળ મોટા સિંહાસન પર કોરોલેનસ બેઠો બેઠો રોમ શહેર જોતો હતો. ત્યાં દરવાજા ઊઘડ્યા ને સેનેટના પ્રતિનિધિઓ આવતા દેખાયા. કોરોલેનસ તરત ઊઠીને તંબૂમાં ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો: 'તેમને કહી દેજો કે હું મળવા માગતો નથી. ને કહેજો કે કાલે બપોરે ફોરમમાં જ એમને અમે સાંભળશું.'

સેનેટ–પ્રતિનિધિઓ છાવણીના દરવાજામાં પેસી જ ન શક્યા. ને જે સાંભળ્યું તેનાથી તો એ ઠરી જ ગયા.

સેનેટ ગુસ્સે થઈ, પણ હવે શું ? હવે બહુ મોડું થયું હતું. તેમણે એક બીજો પ્રયત્ન કરવા ધાર્યો. રોમના ધર્મગુરુઓ ને મંદિરના અધ્યક્ષોને સાંજે ફરીથી મોકલ્યા. ધોળી ધોળી દાઢીવાળા–વૃદ્ધ, રોમનોને પૂજનીય ધર્મગુરુઓ જ્યારે દરવાજામાંથી બહાર નીકળ્યા ત્યારે

એમનું અપમાન કરવાની કોરોલેનસની હિંમત ન ચાલી. રોમ જેની શુભાષિશોની પ્રાર્થનાથી ટકતું હતું, એ બધાને સાવ હડધૂત કરી નાખવાનું એને મન ન થયું. એમને આવવા દીધા; પણ સાવ ચોકખા શબ્દોમાં કહી દીધું: 'હું અહીં રોમન તરીકે નથી બેઠો. હું તો વોલ્શ્યનોના સેનાપતિ તરીકે આ વાત કરું છું. તે માટે એમના હિતની વાત જ કરવી જોઈએ. રોમે વોલ્શ્યનોને નમવું જ પડશે. તમને અહીં આવવાનો શ્રમ પડ્યો તે માટે ક્ષમા કરજો, પણ હું મારા નવા મિત્રોને છેહ નહિ દઉં.'

જાણે રોમનો સૂરજ આથમવા બેઠો હતો. રોમમાં ખબર પડ્યા ત્યારે મંદિરો પ્રાર્થના કરનારાંથી ભરાઈ ગયાં. દેવને રીઝવવા સ્ત્રીઓ ઘેર ઘેરથી ભાતભાતની પૂજાસામગ્રી લઈને નીકળી. એમાં કોરોલેનસની મા પણ હતી. કોરોલેનસની સ્ત્રી પણ હતી. તેઓ પણ રોમનું રક્ષણ કરવાને પ્રાર્થના કરવા આવ્યાં હતાં.

'એ કદી જન્મ્યો જ ન હોત તો ઘણું સારું હતું.' બાઈઓના ટોળામાં બોલાતું હતું.

'એની જણનારીને નકામી ભારે મારી.' બીજીએ દાઝે બળીને બોલી. કોરોલેનસની સ્ત્રીએ આ સાંભળ્યું ને પોતાની સાસુ તરફ જોયું. એ તો એક ચિત્તે પ્રાર્થનામાં લીન હતી.

'એકવાર આપણે જઈએ તો?' એણે પડખે ઊભેલ પોતાની ઓળખીતી બાઈને કહ્યું.

'આપણે?'

'આપણે બધી સ્ત્રીઓ એને જઈને સમજાવીએ.'

'તું સાથે હો તો.'

'હું જ શું કામ, મારી સાસુ પણ આવશે.'

'હા. જરૂર આવીશ-સૌની મોખરે રહીશ. મારે કહેવું છે કે મેં એને ધાવણ શા સારુ ધવરાવ્યું'તું.'

'આપણને ખાઈ તો નહિ જાય ને? નીકળીએ કાલ સવારમાં.'

સૌ કહે: 'હા એક છેલ્લો પ્રયત્ન કરી લઈએ.'

બીજે દિવસે પ્રભાતમાં વોલ્શ્યન સેના સજ્જ થતી હતી. ઘોડેસ્વારો ઘોડા પર ચડી કૂચનો હુકમ મળવાની રાહ જોતા હતા. પાયદળ ગોઠવાતું હતું. કોરીઓલેનસ બખ્તરની કડીઓ બાંધતો હતો. ત્યાં જોયું તો રોમના દરવાજા ઊઘડેલા હતા. શા સારુ? રોમનો વગર સામને દુશ્મનોને અંદર દાખલ થવા દેવા માગતા હતા? એનું રોમન લોહી ઊકળી ઊઠ્યું હતું. 'કાયરો, વોલ્શ્યનોને થોડોક તો સ્વાદ ચખાડો?' પણ! પણ દરવાજામાંથી કોણ નીકળ્યું? રોમન નારીમંડળ. ગૌરવભરી ચાલે અસંખ્ય રોમન સ્ત્રીઓનું ટોળું વોલ્શ્યનોની છાવણી તરફ આવતું હતું. સુકુમાર પેટ્રીશ્યન લલનાઓ, ખાનદાની ને ગૌરવની મૂર્તિઓ જેવી પેટ્રીશ્યન કુળની વૃદ્ધ માતાઓ આગળ હતી. ને સૌથી મોખરે હતી પોતે જેનો ખોળો ખૂંદ્યો હતો તે ટાઈબર નદી સમી જીવનદાતા જનેતા. કલ્પનામાં ય આ ધાર્યું નહોતું. પેટ્રીશ્યન પ્રતિનિધિઓને ધુત્કારી શકાય, ધર્મ-ગુરુઓને ય પાછા ટ્ઠાય-પણ આ રોમનકુલ સ્ત્રીઓને

અપમાનવી ? કોની તાકાત હતી ? પોતાની પણ નહિ. કોઈ એનું અપમાન કરે એની જ આંખ જળી ઊઠે.

એ પોતાની માતાને પગે પડવા આગળ આવ્યો પણ એના માથાનો માના પગને સ્પર્શ થાય તે પહેલાં જ માના પગ પાછા હઠી ગયા ને એને પ્રશ્ન પુછાયોઃ

'તું કોરેલેનસ છે ને હું તારી જનેતા છું કે તું વોલ્શ્યનોનો સેનાપતિ છે ને હું એની છાવણીમાંની કેદી છું ? એનો મને પાયલાગણુ કરે તે પહેલાં જવાબ આપ.'

કોરોલેનસ પત્થરની મૂર્તિની જેમ અચલ ઊભો રહ્યો. એક શબ્દે ય ન નીકળ્યો.

'શું એમ કહેવાશે કે મારી કૂખે જ રોમને ઉજાળનારો ને રોમને બાળનારો પાક્યો ? આના કરતાં હું વાંઝણી રહી હોત તો મારું રોમ સ્વાધીન તો રહેત. પણ મારે આ દુઃખ વેઠવાનું નથી. કારણકે હું હવે ઝાઝું જીવવાની નથી. પણ આ તારી સ્ત્રી ને બાળકો તરફ તો જો. તારા દેશની જોડે જ તું એમને પણ આ વોલ્શ્યનોનાં ગુલામ બનાવે છે.'

જેના ખોળે બેસીને પોતે શૂરવીર થવાની પ્રેરણા લીધી છે; જેના કણે કણે પોતે ઘડાયો છે એના વેણે વેણે કોરોલેનસ જાણે વીંધાઈ ગયો. એનું ઝનૂન ને વેર ઓગળી ગયાં. એમાં સ્ત્રીની વિનતિ ને બાળકોની નિર્દોષ આજીજી, અસંખ્ય રોમન નારીઓના નયણેથી ઝરતાં આંસુ ભળ્યાં.

પ્રેમ જીત્યો. અભિમાન હાર્યું. એણે આવેગથી રૂંધાયેલા કંઠે કહ્યું: 'જાઓ મા ! તમે રોમને ઉગાર્યું—પણ તમારા દીકરાને ખોયો.'

'આપણે બધી સ્ત્રીઓ એને જઈને સમજાવીએ.'

'તું સાથે હો તો.'

'હું જ શું કામ, મારી સાસુ પણ આવશે.'

'હા. જરૂર આવીશ–સૌની મોખરે રહીશ. મારે કહેવું છે કે મેં એને ધાવણ શા સારુ ધવરાવ્યું'તું.'

'આપણને ખાઈ તો નહિ જાય ને? નીકળીએ કાલ સવારમાં.'

સૌ કહે: 'હા એક છેલ્લો પ્રયત્ન કરી લઈએ.'

બીજે દિવસે પ્રભાતમાં વોલ્શ્યન સેના સજ્જ થતી હતી. ઘોડેસ્વારો ઘોડા પર ચડી કૂચનો હુકમ મળવાની રાહ જોતા હતા. પાયદળ ગોઠવાતું હતું. કોરોલેનસ બખ્તરની કડીઓ બાંધતો હતો. ત્યાં જોયું તો રોમના દરવાજા ઉઘડેલા હતા. શા સારુ? રોમનો વગર સામને દુશ્મનોને અંદર દાખલ થવા દેવા માગતા હતા? એનું રોમન લોહી ઊકળી ઊઠયું હતું. 'કાયરો, વોલ્શ્યનોને થોડોક તો સ્વાદ ચખાડો?' પણ! પણ દરવાજામાંથી કોણ નીકળ્યું? રોમન નારીમંડળ. ગૌરવભરી ચાલે અસંખ્ય રોમન સ્ત્રીઓનું ટોળું વોલ્શ્યનોની છાવણી તરફ આવતું હતું. સુકુમાર પેટ્રીશ્યન લલનાઓ, ખાનદાની ને ગૌરવની મૂર્તિઓ જેવી પેટ્રીશ્યન કુળની વૃદ્ધ માતાઓ આગળ હતી. ને સૌથી મોખરે હતી પોતે જેનો ખોળો ખૂંદ્યો હતો તે ટાઈબર નદી સમી જીવનદાતા જનેતા. કલ્પનામાંય આ ધાર્યું નહોતું. પેટ્રીશ્યન પ્રતિનિધિઓને ધુત્કારી શકાય, ધર્મગુરુઓને ય પાછા દઢાય–પણ આ રોમનકુલ સ્ત્રીઓને

અપમાનવી ? કોની તાકાત હતી ? પોતાની પણ નહિ. કોઈ એનું અપમાન કરે એની જ આંખ જળી ઊઠે.

એ પોતાની માતાને પગે પડવા આગળ આવ્યો પણ એના માથાનો માના પગને સ્પર્શ થાય તે પહેલાં જ માના પગ પાછા હઠી ગયા ને એને પ્રશ્ન પુછાયોઃ

'તું કોરેલેનસ છે ને હું તારી જનેતા છું કે તું વોલ્શ્યનોનો સેનાપતિ છે ને હું એની છાવણીમાંની કેદી છું ? એનો મને પાયલાગણ કરે તે પહેલાં જવાબ આપ.'

કોરોલેનસ પત્થરની મૂર્તિની જેમ અચલ ઊભો રહ્યો. એક શબ્દે ય ન નીકળ્યો.

'શું એમ કહેવાશે કે મારી કૂખે જ રોમને ઉજાળનારો ને રોમને બાળનારો પાકયો ? આના કરતાં હું વાંઝણી રહી હોત તો મારું રોમ સ્વાધીન તો રહેત. પણ મારે આ દુઃખ વેઠવાનું નથી. કારણકે હું હવે ઝાઝું જીવવાની નથી. પણ આ તારી સ્ત્રી ને બાળકો તરફ તો જો. તારા દેશની જોડે જ તું એમને પણ આ વોલ્શ્યનોનાં ગુલામ બનાવે છે.'

જેના ખોળે બેસીને પોતે શૂરવીર થવાની પ્રેરણા લીધી છે; જેના કણે કણે પોતે ઘડાયો છે એના વેણે વેણે કોરોલેનસ જાણે વીંધાઈ ગયો. એનું ઝનૂન ને વેર ઓગળી ગયાં. એમાં સ્ત્રીની વિનતિ ને બાળકોની નિર્દોષ આજીજી, અસંખ્ય રોમન નારીઓના નયણેથી ઝરતાં આંસુ ભળ્યાં.

પ્રેમ જીત્યો. અભિમાન હાર્યું. એણે આવેગથી રૂંધાયેલા કંઠે કહ્યુંઃ 'જાઓ મા ! તમે રોમને ઉગાર્યું—પણ તમારા દીકરાને ખોયો.'

'આપણે બધી સ્ત્રીઓ એને જઈને સમજાવીએ.'

'તું સાથે હો તો.'

'હું જ શું કામ, મારી સાસુ પણ આવશે.'

'હા. જરૂર આવીશ-સૌની મોખરે રહીશ. મારે કહેવું છે કે મેં એને ધાવણ શા સારુ ધવરાવ્યું'તું.'

'આપણને ખાઈ તો નહિ જાય ને? નીકળીએ કાલ સવારમાં.'

સૌ કહે: 'હા એક છેલ્લો પ્રયત્ન કરી લઈએ.'

બીજે દિવસે પ્રભાતમાં વૉલ્શ્યન સેના સજ્જ થતી હતી. ઘોડેસ્વારો ઘોડા પર ચડી કૂચનો હુકમ મળવાની રાહ જોતા હતા. પાયદળ ગોઠવાતું હતું. કોરોલેનસ બખ્તરની કડીઓ બાંધતો હતો. ત્યાં જોયું તો રોમના દરવાજા ઊઘડેલા હતા. શા સારુ? રોમનો વગર સામને દુશ્મનોને અંદર દાખલ થવા દેવા માગતા હતા? એનું રોમન લોહી ઊકળી ઊઠ્યું હતું. 'કાયરો, વૉલ્શ્યનોને થોડોક તો સ્વાદ ચખાડો?' પણ! પણ દરવાજામાંથી કોણ નીકળ્યું? રોમન નારીમંડળ. ગૌરવભરી ચાલે અસંખ્ય રોમન સ્ત્રીઓનું ટોળું વૉલ્શ્યનોની છાવણી તરફ આવતું હતું. સુકુમાર પેટ્રીશ્યન લલનાઓ, ખાનદાની ને ગૌરવની મૂર્તિઓ જેવી પેટ્રીશ્યન કુળની વૃદ્ધ માતાઓ આગળ હતી. ને સૌથી મોખરે હતી પોતે જેનો ખોળો ખૂંદ્યો હતો તે ટાઈબર નદી સમી જીવનદાતા જનેતા. કલ્પનામાં ય આ ધાર્યું નહોતું. પેટ્રીશ્યન પ્રતિનિધિઓને ધુત્કારી શકાય, ધર્મ-ગુરુઓને ય પાછા કઢાય-પણ આ રોમનકુલ સ્ત્રીઓને

અપમાનવી ? કોની તાકાત હતી ? પોતાની પણ નહિ. કોઈ એનું અપમાન કરે એની જ આંખ જળી ઊઠે.

એ પોતાની માતાને પગે પડવા આગળ આવ્યો પણ એના માથાનો માના પગને સ્પર્શ થાય તે પહેલાં જ માના પગ પાછા હઠી ગયા ને એને પ્રશ્ન પુછાયો:

'તું કોરેલેનસ છે ને હું તારી જનેતા છું કે તું વોલ્સ્યનોનો સેનાપતિ છે ને હું એની છાવણીમાંની કેદી છું ? એનો મને પાયલાગણ કરે તે પહેલાં જવાબ આપ.'

કોરોલેનસ પત્થરની મૂર્તિની જેમ અચલ ઊભો રહ્યો. એક શબ્દે ય ન નીકળ્યો.

'શું એમ કહેવાશે કે મારી કૂખે જ રોમને ઉજાળનારો ને રોમને બાળનારો પાક્યો ? આના કરતાં હું વાંઝણી રહી હોત તો મારું રોમ સ્વાધીન તો રહેત. પણ મારે આ દુઃખ વેઠવાનું નથી. કારણકે હું હવે ઝાઝું જીવવાની નથી. પણ આ તારી સ્ત્રી ને બાળકો તરફ તો જો. તારા દેશની જોડે જ તું એમને પણ આ વોલ્સ્યનોનાં ગુલામ બનાવે છે.'

જેના ખોળે બેસીને પોતે શૂરવીર થવાની પ્રેરણા લીધી છે; જેના કણે કણે પોતે ઘડાયો છે એના વેણે વેણે કોરોલેનસ જાણે વીંધાઈ ગયો. એનું ઝનૂન ને વેર ઓગળી ગયાં. એમાં સ્ત્રીની વિનતિ ને બાળકોની નિર્દોષ આજીજી, અસંખ્ય રોમન નારીઓના નયણેથી ઝરતાં આંસુ ભળ્યાં.

પ્રેમ જીત્યો. અભિમાન હાર્યું. એણે આવેગથી રૂંધાયેલા કંઠે કહ્યું: 'જાઓ મા ! તમે રોમને ઉગાર્યું—પણ તમારા દીકરાને ખોયો.'

એણે પોલસ્યન સેનાને પાછા ફરવાની આજ્ઞા કરી. ને એન્ટીયમના જે રાજમહેલમાં રોમ સર કરવાનો કોલ આપ્યો હતો તે જ રાજભવનમાં જઇને કહ્યું: 'મારું માથું ઉતારી લો, રાજન્ ! આપણો કરાર હતો કે કાં તો મારે રોમ જીતી દેવું ને કાં માથું ઉતારી દેવું.'

ધડાક ને કોરીઓલેનસ ઢળી પડ્યો. મરતી વખતે ય એની આંખો રોમ પર મંડાયેલી હતી.

# વાર્તા ૫ મી

રોમના શરૂઆતના ઇતિહાસમાં ઘણા મહાપુરુષો થઈ ગયા છે. કેટલાક સાચા, કેટલાક ખોટા; કેટલાક કહેવાતા કે કેટલાક ખરેખરા. પણ એમાં કોઈ કેમીલસને નહિ લાગે. કદાચ બધા જ રોમન રાજપુરુષોમાં એ વીરતા ને ડહાપણમાં આગળ તરી આવે. વીરતા ને ડહાપણને સાધારણ રીતે ઓછું બને છે. વીર હોય તે કાં તો અભિમાની ને કુલણજી હોય ને કાં તો મૂરખ ને આંધળુકિયાં કરનારો હોય, ને ડહાપણને નામે તો કેટલાય કાયરો રળી ખાય છે.

રોમના ઇતિહાસમાં અજોડ પરાક્રમના કિસ્સા જોઈએ એટલા મળી આવે; તેવા જ અજોડ પશુતાના કિસ્સા પણ વાંચી શકશું. પણ કેમીલસે પરાક્રમ જોડે ઔદાર્ય ને માનવતાનો જે વારસો આપ્યો તે દીવો ઝાલનાર કે તે પ્રકાશે ચાલનાર આંગળીને વેઢે ગણાય તેટલા માણસો ય ન નીકળ્યા.

કેમીલસે રોમ જેની સામે ૩૦ વર્ષોથી લડતું હતું, ને છેલ્લાં દશ વર્ષથી તો ઘેરો ઘાલીને પડ્યું હતું તે વાઈનો કિલ્લો જીતી પહેલવહેલી પ્રતિષ્ઠા મેળવી. વાઈનો કિલ્લો જિતાયાનો ઉત્સવ રોમે ભારે દબદબાથી ઊજવેલો.

તે પછી એને એક બીજો કિલ્લો જીતવાનું કામ

સોંપાયું. એ ફેલેરીનો કિલ્લો. કિલ્લો મજબૂત અને સેદવો મુશ્કેલ હતો. કેમીલસે ઘેરો ઘાલ્યો. મહિના વીતવા માંડયા, પણ ફેલેરીની પ્રજા નમે તેવાં ચિહ્નો દેખાતાં નહોતાં; પણ આપણે ત્યાં જ અમીચંદ પાકે છે એવું નથી. દરેક દેશમાં દરેક કાળે મૂઠી સોના માટે થઈને જાત અને ભોમ બંને લજવનારા અમીચંદો પાકયા જ છે.' ફલેરીમાં પણ એક એવો અમીચંદ વસતો હતો. એ હતો ત્યાંનો સ્કૂલ માસ્તર. એણે એક અજબ તરકીબ શોધી કાઢી. લડાઇ ચાલતી હતી એ દરમિયાન બાળકો-ને કિલ્લાની બાજુના ચોગાનમાં એ ઘણી વાર રમતો રમાડવા લઇ જતો. એક દિવસ એ બાળકોને કહે: 'ચાલો આપણે સહેજ રાંગે રાંગે ફરીએ.' બધાં તો ચાલ્યાં.

ગામ આખાનાં બાળકો એની સાથે હતાં. રાંગે ફરતાં ફરતાં સહેજ દૂર-સહેજ દૂર કરતાં એક આડફેરે રસ્તે એ બધાં બાળકોને રોમન છાવણી પાસે લઇ ગયો. ને જઇને સેનાપતિને મળવાની માગણી કરી. કેમીલસના તંબૂમાં જઈ કહ્યું: 'આપ આટલા મહિનાથી ગામ લેવાની મથામણ કરો છો, હું આપને વગર લોહી રેડયે કિલ્લો અપાવું: એક પણ જણની ખુવારી વિના.'

'કઈ રીતે?'

'હું ફેલેરીનો માસ્તર છું. રમવા-ફરવા બહાને હું બાળકોને અહીં લાવ્યો છું. તમે એમને પકડી બાનમાં રાખી, ગામને કહેવરાવો એટલે વસ્તી બધી ખોળો પાથ-રતી તમારી પાસે આવશે. એકેએક ઘરનાં છોકરાં આમાં

છે.' કહી એણે બહાર ઊભેલ બાળકોનું ટોળું બતાવ્યું. એ બધાં તો રોમન ઘોડા, બખ્તર ને ચળકતા ભાલા ભયમિશ્રિત કુતૂહલથી જોઈ રહ્યાં હતાં; એમને તો થતું હતું કે સાહેબનો બહુ રોફ લાગે છે, નહિતર અમને અહીં પેસવા દે!

કેમીલસે એ ગભરુ ને રમતિયાળ બાળકો સામે જોયું ને પછી પોતાના સેનાનાયકોને કહે: 'યુદ્ધ એ સ્વભાવે જ એવો વ્યવસાય છે કે એમાં ઇચ્છો કે ન ઇચ્છો તો પણ અન્યાય ને ઘોર હિંસા કરવાં પડે છે; પણ લડાઈમાં કેટલાક નિયમો તો એવા હોય છે કે જેનું સજ્જનો ઉલ્લંઘન નથી કરતા.' ને પછી થોડી વાર જાણે કાળના ગર્ભમાં જોવા મથતો હોય તેમ થોભી કહે: 'ને વિજય તે એવી કઈ મોટી ચીજ છે કે એને સારુ થઈ ને આપણે આવા અધમ ને અપવિત્ર માર્ગો સ્વીકારીએ? મહાન સેનાનાયક પોતાના બળ પર ખડો રહે છે તે અન્યની દુર્વૃત્તિ પર મંડાણ માંડતો નથી.'

આજે ૨૫૦૦ વર્ષ પછી પણ હજુ સેનાપતિઓ માટે આ નિયમો પાળવાનું બાકી જ રહ્યું છે. કેમીલસે ભલે કેટલાક નિયમો એવા ગણ્યા હોય કે જેનો વિજય સારુ પણ ભંગ ન થઈ શકે. પણ વર્તમાન યુદ્ધવિદ્યાના સ્વામીઓ તો કહેવાના: "All is fair in love and war."

કેમીલસે પેલાં બાળકોને બોલાવ્યાં. બધાંને પૂછ્યું: 'તમને તમારા માસ્તરે શા માટે અહીં આણ્યા છે, ખબર છે?'

કોઈ કહે: 'જોવા.' બીજા કહે: 'ખબર નથી.' કેમી-

લસે થોડું ખાવાનું ને કેટલીક લાકડીઓ મંગાવી. ખાવાનું આપી કહે: 'આ ખાઇ લો.' ને પછી માસ્તરનાં લૂગડાં ઉતારાવી, હાથ પછવાડે બાંધી છોકરાંઓને કહે: 'એ તમને અહીં પકડાવી દેવા લાવ્યો હતો. એ તમારો શિક્ષક નથી, સર્પ છે. ફેલેરીના લોકોને કહેજો: 'એને દૂધ પાયું તે તો ઝેર થયું છે.' બધાં એક એક લાકડી મારો એને.'

સાંજ પડી ગઈ; પણ હજુ બાળકો આવ્યાં નહિ એટલે માબાપોના મનમાં ફાળ પડી. રખેને રોમનોએ ઓચિંતાનાં પકડી તો નહિ લીધાં હોય. સૌ કિલ્લાની રાંગ પર ચડી ચારે બાજુ આતુર આંખે નજર નાંખતાં હતાં. કોઈની નાની છોકરીઓ હતી. કોઈના છોકરા હતા. સૌના જીવ તાળવે ચોંટી ગયા હતા.

ત્યાં દૂરથી છોકરાઓનું ટોળું આવતું દેખાયું. ટોળા આગળ કોઇક જંગલી પ્રાણી નાચતું આવતું હતું. છોકરાંઓ એને લાકડીઓ–પાણા મારતાં હતાં, ને પેલું પ્રાણી આમથી તેમ નાસભાગ કરતું હતું. લોકો હરખથી દરવાજો ખોલી સામે આવ્યાં. પણ અરે! આ તો સ્કૂલ માસ્તરને સૌ મારતાં હતાં. લૂગડાં નહોતાં, ઠેર ઠેર લોહી નીકળ્યું હતું. બધાં વચ્ચે પડ્યાં ને છોકરાંઓને ઠપકો આપવા માંડ્યાં. પછી છોકરાંઓએ બધી વાત કરીને કેમીલસનો સંદેશો કહ્યો.

ફેલેરીની માતાઓનાં અંતર ગદ્ગદ્ થઇ ગયાં. બાલકોને છાતીએ ચાંપી કહે: 'આની સાથે આપણે શા

સારુ લડવું ? આથી સારો મિત્ર બીજો કોણ મળશે ? દુશ્મન હોય તો ય આવો હજો.'

ફેલેરીની પ્રજાએ કેમીલસના ઔદાર્યથી પ્રસન્ન થઈને સંધીની માગણી કરી. કેમીલસે એમની જોડે મોટા મનથી કડક શરતો ન કરી. ફેલેરી રોમનું કાયમી મિત્ર બન્યું.

પણ લૂંટ માટે આવેલા સિપાઈઓને તથા રોમના લાલચુડા પેટ્રીશ્યનોને આ સંધી ન ગમી એ તો ફેલેરીની જમીન ને ફેલેરીનું ધન બંને હોઈયાં કરવાની ગણતરી કરતા હતા. ફેલેરી રોમનું મિત્ર નહિ પણ રોમનું સંસ્થાન થાય તે એમની ગણતરી હતી. એટલે સિપાઈઓએ જયારે સેનેટ પાસે ફરિયાદ કરી કે કેમીલસે લાંચ લઈ ને ફેલેરીવાસીઓને નરમ શરતો આપી છે, ત્યારે સેનેટે તેને ટેકો આપ્યો. ધનમાં રચ્યા–પચ્યા રહેનારા પેટ્રીશ્યનો ને મરેલાં મડદાં પરથી ય સાંકળીઓ ઉતારી લેનારા અર્ધ પશુ સિપાઈઓની કલ્પનાશક્તિની એ બહાર હતું કે માણસ સોનારૂપા કરતાં ય માનવતાને વધુ મૂલ્યવાન ગણી શકે. તેમણે કેમીલસને દેશનિકાલની સજા ફરમાવી.

ફેલેરીના વિજેતાએ રણભૂમિ પર અનેક ઘા સહ્યા હતા. પણ આ મર્મનો ઘા સહેવાનું આવશે તેવું સોણામાં ય ધાર્યું ન હતું. એણે કોરોલેનસની પેઠે એમ ન કહ્યું કે 'તમે તો મારા પગની રજ બરાબર છો–હું જ તમને દેશનિકાલ કરું છું' તેમજ ન એનાથી યે ચડીયાતા સેનાપતિ સ્કીપીઓની પેઠે, 'નગુણા રોમ! તું મારે

માટે તો લાયક નથી પણ મારાં હાડકાં માટેય લાયક નથી. હું બહાર જ મરીશ.' એણે તો માત્ર કેપીટોલના દેવતા તરફ હાથ જોડી આટલું જ માગ્યું: 'દેવતાઓ જો હું આમાં વિશુદ્ધ હોઉં ને ફક્ત મારા દુશ્મનોની મેલી ખટપટને પરિણામે જ દેશનિકાલ થયો હોઉં તો એક દહાડો એવો ઉગાડજો કે રોમને કેમીલસની મદદની જરૂર પડે ને ફરી પાછો બોલાવવો પડે; આટલું યે જો કાંઈ ભૂરું ન કર્યું હોય તો કરજો.'

જાણે કેપીટોલના દેવતાઓએ એના અંતરની વેદના જાણી—એની પ્રાર્થના સાંભળી—એક વર્ષ પૂરું નહોતું વીત્યું ત્યાં કેમીલસને દૂર દેશાવરમાં સંદેશો મળ્યો: 'સેનેટ ઘેરાઈ છે, રોમ પડીને પાદર થયું છે. તમને સરમુખત્યાર નીમે છે.'

કેમીલસ સંદેશો વાંચી કશું ન બોલ્યો: એક ક્ષણ આંખો ઢાળી ઈશ્વરનો આભાર માન્યો. એણે નાગરિકનો પોષાક ઉતારી જૂનું બખ્તર સજી લીધું. જૂની વાતો સંભારી વેર વધારવાની આ વેળા થોડી જ હતી?

કેમ બન્યું આ?

એ હતી ગોલ લોકોની ઝંઝાવાત સમી રોમ પરની ચડાઈ. આ ગોલ લોકો ત્યારે ફ્રાંસ-જર્મની ને ઇંગ્લાંડમાં પથરાયેલા હતા. ઇ. સ. પૂર્વે ૩૮૬ ના અરસામાં એમના એક ટોળાએ ઉત્તર ઇટાલીમાંથી દક્ષિણ ઈટાલીના એક શહેર પર હુમલો કર્યો. તે શહેરના લોકો રોમન નહોતા પણ એમણે રોમન લોકોની આ ભીડ પ્રસંગે મદદ માગી.

રોમન સેનેટે આ ગોલ લોકો સાથે વાતચીત તથા સમજાવટ કરવા ત્રણ દૂતોને મોકલ્યા. પણ દૂતોએ સંધીની વાત ચાલતી હતી એ દરમિયાન એક લડાઈમાં ભાગ લીધો. ગોલ લોકોના મોવડીએ દૂતોએ કરેલ શિષ્ટાચાર વિરુદ્ધ વર્તનનો રોમન સેનેટ પાસેથી ખુલાસો માગ્યો. કારણકે સંધી કરવા જનાર દૂતોનું શરીર અવધ્ય ગણાતું હોવાથી એમને તો એ કાંઇ કરી શકે તેમ નહોતા. પણ રોમન સેનેટે તુમાખીમાં આનો કશો જવાબ તો ન જ આપ્યો પણ ઊલટાનું જે ત્રણ દૂતોએ તે કાળના યુદ્ધના નિયમનો ભંગ કર્યો હતો તેમને જ સેનાપતિઓ બનાવી ગોલ લોકોને હાંકી કાઢવા મોકલ્યા.

આ અપમાનની ખબર પડતાં જ ગોલ લોકોના રાજાએ મૂળ જે શહેરને ઘેરો ઘાલ્યો હતો તેને પડતું મૂક્યું. ને સીધી જ પોતાની વંટોળ જેવી ફોજને રોમને રસ્તે જ હાંકી.

૧૮ મી જુલાઈએ ટાઈબર નદીની એક શાખા એલિયા નદીના કાંઠા પર લડાઈ થઈ. રોમનો ગોફેલ હતા. એમને આ જંગલી લોકો રોમ પર ચડાઈ કરવાની હામ ભીડે તેવું ઓસાણ પણ નહોતું. એ તો એમની ધજાપતાકા–નગારાં ને તૂતીઓ સાથે જાણે વરઘોડામાં જતા હોય તેવી બેફિકરાઈથી જતા હતા. ને એમને આ તુમાખી ને બેફિકરાઈનો વ્યાજ સાથે બદલો મળી ગયો. રોમન સૈન્યની રેવડી દાણાદાણ થઈ ગઈ.

નાસવા જતાં હજારો સૈનિકો નદીમાં ડૂબી મૂઆ.

ભાગેલાઓને હથિયાર લેવાની પણ સોં નહોતી રહી. ૧૮ મી જુલાઈ રોમનોને એવી તો યાદ રહી ગઇ કે રોમનો તે દિવસથી કોઇ શુભ કામની શરૂઆત ૧૮મી જુલાઇએ ન કરતા. રોમનો માટે એ અપશુકનિયાળ દિવસ થઇ પડ્યો. ખુદ ગૉલ લોકો પણ આટલી સહેલાઈથી વિજય મળી ગયો તે જોઇ ચકિત થઇ ગયા. ઘડીભર એમને પણ વિજય મળ્યો છે કે કેમ તેની શંકા થઇ. પણુ પછી રણમેદાનમાં વીખરાયલાં હથિયારો ને સરંજામ એકઠાં કરી રોમ તરફ મજલ શરૂ કરી.

રોમમાં તો બધાં આ સમાચાર સાંભળી હાંફળાં-ફાંફળાં થઇ ગયાં હતાં. સૈન્ય પણ જૂજ જ હતું. કારણકે એલિયાના સંગ્રામમાંથી બચેલા સૈનિકો ચાલ્યા ગયા હતા. હરીભરી રોમનગરી રખેવાળ વિનાની હતી ને ગૉલ લોકો દડમજલ આવ્યે જતા હતા.

પણ સેનેટ-સભ્યોએ રોમન ધૈર્ય-રોમન તિતિક્ષા ને રોમન શૌર્યને સતેજ કર્યું. તેમણે લોકોને ભેગા કર્યા. એમના દાદા ને વડદાદાઓએ વટાવેલ આફતોને વર્ણવી. આ હાર તો આપણી ગાફેલિયતનું પરિણામ છે. એમ સમજાવ્યું ને છેવટે કહ્યું:

‘ રોમન દેવતાઓ, રોમન પરંપરા ને રોમન શીલનું રક્ષણ થવું જોઇએ. એકેએક જુવાન કમરબંધ કસી લે. આપણે એક પણ જણ જીવતા હશું ત્યાં સુધી કેપીટોલનાં દેવતાઓ અપૂજ ન રહે. શહેરમાં દુશ્મનો દાખલ થશે તો ઘરડાં ઘરડાં અહીં ઘરમાં રહેશે-સ્ત્રીઓ ને બાળકો રોમ

છોડીને ચાલ્યાં જશે. ને અમે સેનેટરો ને જુવાન રોમનો કેપીટોલના કિલ્લામાં રહીને લડશું. જ્યાં સુધી કેપીટોલ નથી પડ્યું, સેનેટ નથી વીખરાણી ત્યાં સુધી રોમનો અજિત છે.'

લોકોમાં જાણે વીજળીનો સંચાર થયો. જુવાનિયાઓ હથિયાર સજી, ઘરમાંથી અનાજની કોથળીઓ ખભે નાખી કિલ્લામાં જવા માંડ્યા. એમની સ્ત્રીઓ ને બાળકો, ને વડીલો દરવાજા સુધી એમને વળાવા ચાલ્યાં. પછી વારો આવ્યો સ્ત્રીઓ ને બાળકોનો. એમને પણ આ વૃદ્ધોએ વળાવ્યાં ને પછી જેમણે આગળ-પાછળની ચિંતા વિસારી હોય તેવાં ખાલી સેનેટગૃહમાં આવીને ખુરશીઓ પર બેઠા બેઠા ગોલસેનાની રાહ જોવા લાગ્યાં.

ગોલ લોકો પણ રોમમાં પેસતાં પહેલાં એક દિવસ બહાર થંભી ગયા. એમને રોમમાં સૂનકાર વર્તે છે એની ખબર જ નહોતી. જ્યારે આખા દિવસમાં કોઈ ફરક્યું નહિ ત્યારે સૈન્ય ટાઈબરના પુલ પર આગળ વધ્યું.

શહેરમાં ભાગ્યે જ કોઈ ફરકતું દેખાયું; ચારે બાજુ ખુલ્લાં ઘરો, ને નિર્જન શેરીઓ. છતાં ગોલ લશ્કર તો ચારે બાજુ જોતું આસ્તે આસ્તે આગળ વધતું હતું. કદાચ એકાદ ખૂણેથી સંતાઈ રહેલ રોમનો નીકળી પડે! જ્યારે ફોરમમાં પહોંચ્યા ત્યારે માણસોનો અવાજ સંભળાયો: કેપીટોલ ટેકરીના અંતર્દુર્ગ પરની રાંગેથી રોકાયેલા રોમન જુવાનો પડકાર કરતા હતા.

ફોરમના સભા-ગૃહમાં દાખલ થયા: પત્થર જેવી

શાંતિ ! આ શું ? સામે હાથીદાંતની ખુરશીઓ પર હાથી-દાંતના રાજદંડ પકડી લાંબી દાઢીવાળા કેટલા ય જણ બેઠા હતા. પણ એ માણસો હતા કે પૂતળાં ? હાથ, પગ, માથું, ડોળા એ બધું સ્થિર છે. પાંપણ સુદ્ધાં હાલતી નથી. એકી-ટશે, દાખલ થયેલ ગોલ સૈનિકોની સામે તાકી રહ્યા છે. આ તો પૂતળાં છે કે માણસો ? સૈનિકો આગળ વધ્યા. કોઈ હાલતું–ચાલતું નથી. બધા હતા તેમ ને તેમ અચળ છે. ‘ અરે આ તો પૂતળાં લાગે છે ! ’ કહી એક સૈનિક આગળ વધ્યો ને એક વૃદ્ધ સેનેટરની દાઢી ખેંચી.

ધડીમ કરતો રાજદંડ એના માથા પર પડ્યો. ગોલ સૈનિક ચત્તોપાટ પડી ગયો.

‘ આ તો જીવતા છે ! રોમન સેનેટરો છે. ’ કહેતા ગોલ સૈનિકો તૂટી પડ્યા. પોતે જેમાં વ્યાખ્યાનો આપ્યાં છે, જ્યાંથી રાજવહીવટ કર્યો છે તે સ્થાન પર જ છેવટ સુધી રહેવાનું સૌએ નક્કી કર્યું હતું: ઘરઆંગણે નહિ તેમ રણઆંગણે પણ નહિ. પોતાની સેનેટરની ખુરશી પર જ સૌ ઢળી પડ્યા. મોત કેવું લાગ્યું હશે એમને ?

ગોલ લોકોએ આ વૃદ્ધ સેનેટરોને ખલાસ કરીને પેલા દુર્ગ તરફ નજર ફેરવી. પણ એ સર કરવો સહેલ નહોતો. તેમણે પ્રયત્ન તો કર્યો. અર્ધે સુધી રોમનોએ તેમને ચડવા પણ દીધા–પણ પછીથી એવો હલ્લો કર્યો કે ગોલ સૈન્ય ગબડતું ગબડતું જ નીચે આવ્યું.

કિલ્લો સર કરવો મુશ્કેલ હતો એટલે એમણે બીજી યુક્તિ કરી–રોમના જુદા જુદા લત્તા બાળવાની. એમને

કે શહેરને બળતું જોઈ કિલ્લામાંનું લશ્કર બહાર ધસી આવશે. એમણે ફોરમના લત્તાને જ આગ લગાડી; કિલ્લામાંના રોમનો ફાટી આંખે આ જોઈ રહ્યા. જે નહોતાં ભાગી શક્યાં એવાં રોમન સ્ત્રી–પુરુષો એ આગમાં બળતાં હતાં. એમની ચીસો કિલ્લામાં બેઠેલાના કાન પર અથડાતી હતી. પણ એથી યે વિશેષ આકરું તો રોમના ગૌરવ ને યશકથા સમાં હોરેશ્યસ, મ્યુશિયસ, લ્યુક્રેશિયાનાં સ્મારકોને બળતાં–તૂટતાં જોવાં એ હતું. સદીઓનો સંસ્કાર–વારસો એમની નજર સાથે જ ભસ્મીભૂત થતો હતો ને એમનાથી કશું જ થઈ શકે તેમ નહોતું. બહાર નીકળી હાથ બતાવવાને ઉતાવળા થતા જુવાનિયાને ડાહ્યો સેનેટર કહેતો હતો: 'આપણે એથી ય સવાયું ઊભું કરશું, રોમ આપણામાં જીવે છે, પત્થરમાં નહિ.'

એક પછી એક લત્તા સળગતા ગયા–સાથોસાથ કિલ્લામાંના રોમનોનાં હૈયાં પણ સળગી–બળી ગયાં ને વેરાન થઈ ગયાં. પણ કિલ્લામાંથી કોઈ બહાર ન આવ્યું.

ગોલ સૈન્ય પાસે છેવટનો ઉપાય ઘેરો ઘાલવાનો હતો. તેને આખરે અમલમાં મૂક્યો. પણ એમણે આવું થશે તેમ ધાર્યું ન હતું એટલે લાંબા વખતનું અનાજ એમની પાસે ન હતું. રોમનું અનાજ આગમાં બળી ગયું હતું. એટલે લશ્કરના બે ભાગ પાડી એકને આજુ બાજુના પ્રદેશમાંથી અનાજ લૂંટવાનું કામ સોંપ્યું. ને બીજું સૈન્ય ઘેરો ઘાલવા રોકાયું.

આમ ઘેરો શરૂ થયો.

શાંતિ! આ શું? સામે હાથીદાંતની ખુરશીઓ પર હાથી-દાંતના રાજદંડ પકડી લાંબી દાઢીવાળા કેટલા ય જણ બેઠા હતા. પણ એ માણસો હતા કે પૂતળાં? હાથ, પગ, માથું, ડોળા એ બધું સ્થિર છે. પાંપણ સુદ્ધાં હાલતી નથી. એકી-ટશે, દાખલ થયેલ ગોલ સૈનિકોની સામે તાકી રહ્યા છે. આ તો પૂતળાં છે કે માણસો? સૈનિકો આગળ વધ્યા. કોઈ હાલતું-ચાલતું નથી. બધા હતા તેમ ને તેમ અચળ છે. 'અરે આ તો પૂતળાં લાગે છે!' કહી એક સૈનિક આગળ વધ્યો ને એક વૃદ્ધ સેનેટરની દાઢી ખેંચી.

ધડીમ કરતો રાજદંડ એના માથા પર પડયો. ગોલ સૈનિક ચત્તોપાટ પડી ગયો.

'આ તો જીવતા છે! રોમન સેનેટરો છે.' કહેતા ગોલ સૈનિકો તૂટી પડ્યા. પોતે જેમાં વ્યાખ્યાનો આપ્યાં છે, જ્યાંથી રાજવહીવટ કર્યો છે તે સ્થાન પર જ છેવટ સુધી રહેવાનું સૌએ નક્કી કર્યું હતું: ઘરઆંગણે નહિ તેમ રણઆંગણે પણ નહિ. પોતાની સેનેટરની ખુરશી પર જ સૌ ઢળી પડ્યા. મોત કેવું લાગ્યું હશે એમને?

ગોલ લોકોએ આ વૃદ્ધ સેનેટરોને ખલાસ કરીને પેલા દુર્ગ તરફ નજર ફેરવી. પણ એ સર કરવો સહેલ નહોતો. તેમણે પ્રયત્ન તો કર્યો. અર્ધે સુધી રોમનોએ તેમને ચડવા પણ દીધા-પણ પછીથી એવો હલ્લો કર્યો કે ગોલ સૈન્ય ગબડતું ગબડતું જ નીચે આવ્યું.

કિલ્લો સર કરવો મુશ્કેલ હતો એટલે એમણે બીજી યુક્તિ કરી-રોમના જુદા જુદા લત્તા બાળવાની. એમને

કે શહેરને બળતું જોઈ કિલ્લામાંનું લશ્કર બહાર ધસી આવશે. એમણે ફોરમના લત્તાને જ આગ લગાડી; કિલ્લા-માંના રોમનો ફાટી આંખે આ જોઈ રહ્યા. જે નહોતાં ભાગી શક્યાં એવાં રોમન સ્ત્રી-પુરુષો એ આગમાં બળતાં હતાં. એમની ચીસો કિલ્લામાં બેઠેલાના કાન પર અથડાતી હતી. પણ એથી યે વિશેષ આકરું તો રોમના ગૌરવ ને યશ-કથા સમાં હોરેશ્યસ, મ્યુશિયસ, લ્યુક્રેશિયાનાં સ્મારકોને બળતાં-તૂટતાં જોવાં એ હતું. સદીઓનો સંસ્કાર-વારસો એમની નજર સાથે જ ભસ્મીભૂત થતો હતો ને એમ-નાથી કશું જ થઈ શકે તેમ નહોતું. બહાર નીકળી હાથ બતાવવાને ઉતાવળા થતા જુવાનિયાને ડાહ્યો સેનેટર કહેતો હતો: 'આપણે એથી ય સવાયું ઊભું કરશું, રોમ આપ-ણામાં જીવે છે, પત્થરમાં નહિ.'

એક પછી એક લત્તા સળગતા ગયા-સાથોસાથ કિલ્લામાંના રોમનોનાં હૈયાં પણ સળગી-બળી ગયાં ને વેરાન થઈ ગયાં. પણ કિલ્લામાંથી કોઈ બહાર ન આવ્યું.

ગોલ સૈન્ય પાસે છેવટનો ઉપાય ઘેરો ઘાલવાનો હતો. તેને આખરે અમલમાં મૂક્યો. પણ એમણે આવું થશે તેમ ધાર્યું ન હતું એટલે લાંબા વખતનું અનાજ એમની પાસે ન હતું. રોમનું અનાજ આગમાં બળી ગયું હતું. એટલે લશ્કરના બે ભાગ પાડી એકને આજુ બાજુના પ્રદેશમાંથી અનાજ લૂંટવાનું કામ સોંપ્યું. ને બીજું સૈન્ય ઘેરો ઘાલવા રોકાયું.

આમ ઘેરો શરૂ થયો.

રોમ છોડીને ચાલ્યા ગયેલા નાગરિકો પાસેથી જ્યારે પેલી એલિયાની લડાઈમાંથી નાસીને ભરાઈ બેઠેલા સૈનિકોએ સેનેટરોની કતલની, ફોરમના નાશની, રોમના બળી જવાની ને સર્વનાશની વચ્ચે પણ અંતર્દુર્ગમાં રોમન ઝંડાને લહેરાતો રાખી રહેલા રોમન જુવાનોની વાતો સાંભળી ત્યારે એમનો પ્રાણ સળવળી ઊઠ્યો. કાયરતા ને ભયે દબાવી દીધેલ વીરતા ફરી જાગી ઊઠી. પણ લડવું કઈ રીતે? કોણ દોરે? ગોલને શિકસ્ત આપે તેવો સેનાનાયક જોઈએ ને? ત્યારે સૌને કેમીલસ યાદ આવ્યો. કેમીલસનું અંતર પણ આ બધું સાંભળી જલતું હતું. એ કહેતો હતો કે 'ફેલેરી ને વાઈને જીતનારા સિપાઈઓ શું મરી પરવાર્યા? એલિયાનું કલંક આપણી છાતી પર રાખીને મરશું તો રાખે નહિ ટાઢી થાય.' પણ એ કરે શું? એ તો દેશનિકાલ થયેલો અપરાધી હતો. એને સેનાપતિપદ લેવાનું આમંત્રણ દેવા આવ્યા ત્યારે એણે કહ્યું: 'હું દેશનિકાલ છું ત્યાં સુધી કેમ આવું? ને સેનાનાયકપદ પણ આપવાનો અધિકાર સેનેટરોનો છે. મારો કે તમારો નથી. સેનેટ જ મને નિયુક્ત કરે એટલે હું તૈયાર છું.'

સેનેટ? સેનેટના વૃદ્ધ સભ્યો તો સભાગૃહમાં કતલ થયા હતા. ને બાકીના સભ્યો તો કેપીટોલના દુર્ગમાં પુરાયા હતા. એમને મળાય કઈ રીતે? એમની સંમતિ આવી શકે તે જ અસંભવિત છે.'

બધાએ એને આ અસાધારણ પરિસ્થિતિ સમજાવી. સેનેટને મળવાની અશક્યતા દેખાડી, ને આવા સંજોગો-

માં એ સેનાપતિપદ લે તો એમાં કાયદાનો કોઈ ભંગ નથી તેમ કહ્યું. પણ કેમીલસ ન માન્યો.

'જે અધિકાર સેનેટનો છે તે આપણાથી કેમ ખૂંચવાય ? રોમન નાગરિક તરીકે મને એમણે દેશનિકાલ કર્યો છે. મેં આજ્ઞા માથે ચડાવી છે. હવે એની આજ્ઞા સિવાય એક પગલું આગળ નહિ ચાલું.'

આખરે એક જુવાનિયો ઘેરો ભેદીને કેમીલસ માટે-ની આજ્ઞા સેનેટ પાસેથી લાવવા તૈયાર થયો. કામ કઠણ હતુ. પણ પરિસ્થિતિ તો ક્યાં ય કઠણ હતી. એનું નામ કૃતજ્ઞતાપૂર્વક યાદ રાખવું જોઈએ: 'પોન્ટીયસ કોમીનસ' ટાઈબરના જે કાંઠા પરથી કેપીટોલની ટેકરી નજીક હતી. ત્યાંથી રાત્રે તરી ગયો. ટેકરીની એક બાજુએ ઊંચો ઝૂકી રહેલો ખડક હતો. કાંઈક સૈન્ય ઓછું હોવાથી ને કાંઈક આ સીધા ખડક પર કોણ ચઢવાનું હતું તેમ ધારીને એ તરફ ચોકી મૂકી નહોતી. પણ સીધા ખડક પર પણ ચઢનારા બે માથાવાળા માણસો ટાઈબરના કાંઠા પર એ જમાનામાં પાકતા હતા. પોન્ટીયસ ચડી ગયો. સેનેટના વડાઓને મળી, આજ્ઞા મેળવી ગુપચુપ પાછો ઊતરી ગયો.

સેનેટે કેમીલસની સજા તો નાબૂદ કરી જ હતી. પણ રોમનો સરખત્યાર નીમ્યો હતો. સેનેટ ખુદની સત્તા-થી પણ ઉપરવટ જવાની સરમુખત્યારને છૂટ હતી. રોમન બંધારણમાં એ સૌથી શ્રેષ્ઠ અધિકાર હતો. જબ્બર આફત-ની પળે જ છ મહિના માટે જ સરમુખત્યાર નિમાતો. કેમીલસ હવે રોમનો સરમુખત્યાર હતો.

એણે પોતાના જૂના સિપાઈઓને ચારે બાજુ ફરી ઢંઢોળ્યા; ને લૂંટફાટ કરી ઘેરો ઘાલીને પડેલ સૈન્યને અનાજ પૂરું પાડતી ગોલ ટુકડીઓને એક પછી એક પંજામાં લેવા માંડી.

પણ ત્યાં કિલ્લાની સ્થિતિ કટોકટી પર હતી. પોન્ટીયસ પેલા ખડકવાળા રસ્તે ચડી ઊતરીને સહીસલામત પાછો ચાલ્યો ગયો તે પછી થોડા દિવસે ગોલ સૈનિકમાંના એકે જોયું તો કેટલાક વેલા કચરાયેલા હતા, કેટલાક તૂટી ગયા હતા—અહીંતહીં ખાડા કરેલા હતા. 'નક્કી કોઈક કિલ્લામાં આવ્યું–ગયું છે.' તરત વિચાર આવ્યો: 'જો એ ઊતર્યો ને ચડ્યો તો બીજો કેમ ન ચડી શકે?' ધીરે ધીરે એ છૂંદાયેલા વેલા ને ઘાસની નિશાની ઉપર ચડવા માંડ્યો. ખડક ચડી જવાનો માર્ગ જોઈ પાછો આવ્યો. ને આવીને સૈન્યમાં વાત કરી. ને એ જ રસ્તે ચડી કેપીટોલનો કબજો લેવાનું ઠર્યું. મધ્યરાતની શાંતિમાં ધીરે ધીરે એક ગોલ ટુકડી દિવસે નક્કી કરેલ રસ્તે ઉપર ચડતી હતી. માથા પર ઢાલો ઓઢી હતી. પગતળિયે ઊનના પોલ બાંધ્યા હતા. ચોકિયાત તો શું પણ કૂતરાં પણ સંચળથી ન જાગી જાય તેનો ખ્યાલ રાખ્યો હતો; કારણકે કેપીટોલનો કિલ્લો લેવાયો કે નહિ લેવાય તે આજે નક્કી થવાનું હતું. આ જ રસ્તો હતો, ને આજને માટે જ એ રસ્તો. શ્વાસનો અવાજ ન થાય તેવી સાવચેતી રાખીને આગળ વધતા હતા. ખડક વટી ગયા, રાંગ સાધારણ હતી. ઉપર કોઈ પહેરેગીર ટહેલતો નહોતો.

એક ગોલ સૈનિક નીચે બેસી ગયો. માથે એક ઢાલ રાખી–એના પર બીજો ચઢ્યો ને માથે ઢાલ મૂકી: ત્રીજો સૈનિક તો રાંગે આંબી ગયો. સહેજ ઊંચા થઈ જોયું. પહેરેગીર ઊંઘતો હતો. થોડે દૂર પાંજરામાં હંસો હતા. આખા કિલ્લામાં શાંતિ હતી. ઉપર ચડી એણે શરીર તોળ્યું, ત્યાં કીવી કીવી કીવી કીવી કીવી! પણ પહેલો ગોલ નીચે નમી ગયો. પહેરેગીરનું ધારણ હજી ઊડ્યું નહોતું.

'આ કમજાત ક્યાં ફૂટી નીકળ્યાં?' કહેતો એ ફરી કૂદવા તત્પર થયો. ને હંસોએ કીવી કીવી કીવી કલબલાટ કરી મૂકયો. ગોલ એની ડોકી મરડવા કૂદતો હતો. ત્યાં કોઈક દોડતું આવ્યું. મોં ઉપર ઢાલનો ધક્કો લાગ્યો. એ દડી પડ્યો ને સાથે જ નીચેના સૌ દડવડ દડવડ. હંસોએ રોમ બચાવ્યું.

મંદિરની દેવતા જુનોના એ હંસો હતા. અરધા ભૂખે મરતાં પણ રોમન સૈનિકોએ એને જિવાડ્યા હતા. હંસોએ એનો ઉપકાર વાળ્યો. રોમ બચી ગયું. દુશ્મનોને ઊંધે માથે નીચે ધક્કેલી દીધા હતા. પણ તે રાત પછી સૌને ઊંઘ ન આવી. કિલ્લાની રાંગ પર મશાલ સળગાવી સૌએ જાગરણ કર્યું.

સવારમાં કિલ્લાનું આખું સૈન્ય એકઠું થયું. ને મેનેલિયસને રોમન સેનેટ તરફથી કેપીટોલને બચાવનારનો ખિતાબ આપ્યો ને દરેક જણે અરધો શેર લોટ ને અરધી પ્યાલી દ્રાક્ષનો દારૂ પોતાના ભથ્થામાંથી પ્રેમની ભેટ તરીકે આપ્યાં. ભેટ સાવ સાધારણ લાગે પણ ખરેખર

તો સૌએ તે દિવસે ભૂખ્યા રહીને આ આપ્યું હતું. કારણકે કિલ્લામાંનો અનાજનો જથ્થો ખૂટી જવા પાવ્યો હતો. બધા રોજ ટાઈબર પર નજર માંડીને બેસતા—ક્યાં યે કેમીલસની ફોજનાં નિશાનો ઝળકે છે ? પણ નિરાશ થતા.

દિવસો પર દિવસો જવા લાગ્યા. મદદ પહોંચી નહિ. અનાજ તો ખૂટયું હતું. હવે તો આશા પણ ખૂટી; રોમની આબરૂ જાળવવા એમનાથી થાય તેટલું એ કરી છૂટયા હતા, પણ દેવતાઓએ જાણે રૂસણું લીધું હતું. ગોલની સામે લડાય પણ દેવતાઓ સાથે ક્યાં સુધી લડાય ? આટલાં બલિદાનથી પણ એમણે સહાય નહોતી કરી તો હવે વધારે બલિદાન આપવું વ્યર્થ હતું. જેઓ આજ સુધી અડગ ઊભા હતા તેઓ હામ હારી ગયા.

ગોલ લોકોના રાજા બ્રુનસની પાસે શરણાગતિની યાચના કરી. રોમનોએ હથિયાર મૂકી શરણે થવાનું હતું. કિલ્લો સોંપવાનો હતો ને પચીસ મણ સોનું દંડ પેટે આપવાનું હતું.

બીજે દિવસે ભૂખના દુઃખે કંતાઈ ગયેલ સેનેટરો, ન્યાયાધીશો ને સેનાપતિઓ ફોરમમાં ઊતરી આવ્યા; સોનું તોળી દેવાની શરૂઆત કરી ત્યારે રોમનોએ જોયું કે કાટલાં જ ખોટાં મુકાયાં હતાં. વાત થઈ હતી તે આ તોલાં જ ન હતાં. રોમનોએ સામે વાંધો ઉઠાવ્યો. 'આ તો છળકપટ છે. અમે હાર્યા છીએ એટલે કાંઈ આ નહિ ચલાવી લઈએ.' બ્રુનસ મિજાજથી ઊભો થઈ ગયો ને પોતાની તલવાર કાટલાંવાળા પલ્લામાં ફગાવી કહ્યું: 'આની

ભારોભાર જ આપવું પડશે. પરાજિતને પાયમાલી જ મળે.' રોમન સેનેટરો સજ્જડ થઈ ગયા.

બરાબર એ જ વખતે કેમીલસે ફોરમમાં પ્રવેશ કર્યો ને તલવાર ઊઠાવીને બ્રુનસ તરફ ફેંકી કહ્યું: 'રોમનો સોનામાં વળતર ચૂકવતા નથી–લોખંડથી જ હિસાબ પતવે છે. હું સરસુખત્યાર છું. સેનેટે કરેલ સંધીને મારા અધિકારે રદ કરું છું. ફોરમ ખાલી કરો.'

ગોલ લોકો રોમની બહાર પણ ન નીકળી શક્યા. જે શહેર એમનું ક્રીડાસ્થળ બન્યું હતું તે જ એમનું સ્મશાન બન્યું. કેમીલસે એમને શહેરના દરવાજા સુધી પણ પહોંચવા ન દીધા. બધાં જ નાકાં એણે રૂંધી લીધાં હતાં

દુનિયામાં સેનાપતિઓ તો ઘણા ય થયા છે. પણ એ બધાની કિંમત લડાઈનો મેદાન પર જ. શાંતિ સ્થપાતાં એમની કિંમત કોડીની.

કેમીલસ જેવો યુદ્ધમાં તેવો જ શાંતિમાં પણ સહાયક થઈ પડ્યો.

દુનિયામાં ગરીબ ને પૈસાદારના વર્ગો લગભગ આદિ કાળથી ચાલ્યા આવ્યા છે. એમ બે ય વર્ગના ભેદ કેમ ભાંગી નાખવા એનો ઉપાય શોધવામાં કંઈક ઓલિયા, સંતો ને શૂરો ખપી ગયા છે. રોમમાં પણ એ વખતે બે વર્ગો હતા. એક અમીરવર્ગ ને બીજો આમવર્ગ. એને એ લોકો પેટ્રીશ્યન ને પ્લેબિયન કહેતા. રોમના ઇતિહાસમાં આ નામો જાણીતાં છે. ને એ બંને વર્ગો વચ્ચેનો વિગ્રહ

પણ મશહૂર છે. આ સિવાય એક ત્રીજો વર્ગ પણ હતો– તે ગુલામોનો. પણ શરૂ શરૂમાં એમની સંખ્યા નજીવી હતી.

રોમમાં ખરી રીતે કર્તાહર્તા આ ઉમરાવ પેટ્રીશ્યનો જ હતા. સેનેટમાં આ પેટ્રીશ્યનો બેસતા. અધ્યક્ષ એટલે કૉન્સલ–ટ્રીબ્યુન પણ પેટ્રીશ્યનો જ થઈ શકતા. રોમની મોટા ભાગની જમીન પણ આ પેટ્રીશ્યનોના હાથમાં જ હતી; નાણાં ધીરવાવાળા, વેપાર કરવાવાળા, વહીવટ કરવાવાળા આ પેટ્રીશ્યનો જ હતા. પ્લેબિયનો થોડી જમીન પણ ખેડી ખાતા, પેટ્રીશ્યનોનું વૈતરું કરતા ને રોમના બચાવની હાકલ પડે ત્યારે પોતાની છાતી આગળ ધરતા. લડાઈને પરિણામે જિતાતી નવી જમીનો પણ પેટ્રીશ્યનોને ફાળે જ જતી. જમવા ટાણે જગલો ને કૂટવા ટાણે ભગલો.

પ્લેબિયનથી પેટ્રીશ્યન છોકરીને પરણાય નહિ એવો કાયદો હતો. પણ સૌથી અસહ્ય ત્રાસ તો પેટ્રીશ્યનોના વ્યાજખોરોનો હતો. વ્યાજના દરનો કોઈ નિયમ નહોતો. જેવી ગરજ. હવે રોમમાં દેણું વસૂલ કરવાનો કાયદો અતિશય કડક હતો. જો દેણદાર દેણું ન ભરી શકે તો લેણદાર એની માલ–મિલકત તો લઈ શકતા પણ એને પોતાની કેદમાં પણ રાખી શકતા, ગુલામ કરી શકતા– વેચી શકતા ને એક ઇતિહાસકારની સાક્ષી પ્રમાણે ઝાઝા લેણદારો હોય ને તે મિલકતથી પતે તેમ ન હોય તો લેણદારો દેણદારના અંગેઅંગના ભાગ પ્રમાણે ટુકડા પણ કરી શકતો. આવો જંગલી એ કાયદો હતો.

એટલે અવારનવાર કોઈની કેદમાંથી ભાગી છૂટેલો કોઈ અભાગી પ્લેબિયન ફોરમમાં દેખાતો ત્યારે લોક-માનસ ઊકળી ઊઠતું. રોમની દીવાલની વચ્ચે પડેલી આ અસમાનતા ઓછી કરવા માટે ઘણી વાર પ્રયત્નો થયા હતા ને કેટલાક નિષ્ફળ ગયા હતા. પણ પ્લેબિયનોનો પ્રયત્ન તો ચાલુ જ હતો. જ્યાં સુધી પેટ્રીશ્યનોની સાથે એમની સમાનતા ન સ્થપાય ત્યાં સુધી રોમન ગૌરવ કે રોમન સમૃદ્ધિનો પ્લેબિયનો માટે શો અર્થ હતો? એ તો દરવાજા તોડવા માટેના ઊંટિયા જ હતા ને? ને એમના-માં શું ખામી હતી? વીરતા શું ઓછી હતી? આવડત ઓછી હતી? આવા પ્રશ્નો તો પ્લેબિયન સમાજમાં કાયમ ચર્ચાયા જ કરતા હતા. પણ કોઈ પણ લડાઈને અંતે આ ઘર્ષણ વધી જતું.

લડાઈની એ ખૂબી છે કે પૈસાદારને વધુ પૈસાવાળા કરે ને ગરીબને વધુ ગરીબ કરે. રોમન કાયદા પ્રમાણે દરેકેદરેક ઘેરથી લડવાને શક્તિમાન માણસોની ભરતી થતી. હવે ઘણે ભાગે એવું બનતું કે જે લડવાની તાકાત-વાળો હોય તે જ ઘરખેડમાં પણ ઉપયોગી હોય. એટલે જ્યારે લડાઈ શરૂ થતી ત્યારે સેંકડો પ્લેબિયન કુટુંબો-ની દશા કફોડી થઈ પડતી. એમણે કાં તો ભાડે મજૂર કરાવીને ખેતી કરાવવી ને કાં તો ખેતી પડતી મૂકી દેવી. ગમે તે રસ્તો લે તોપણ તેણે તો વ્યાજે નાણાં ઉપાડવાં જ પડે.

જો લડાઈમાં વિજય થયો હોય તો નજીવી એવી

જમીન પણ મેળવી શકતા. પણ પરાજય અથવા સુલેહ-માં તો આ પ્લેબિયનોનો કશો આરો જ નહોતો. ઘેર પાછાં ફરે ત્યારે વેરાન જેવાં વણખેડેલ ખેતર ને માથાં પર દેણાનો ડુંગર એ બે વસ્તુઓ જ દેખાતી. પેટ્રી-શ્યનોને લડાઈ હારે કે જીતે તોપણ ફાયદો જ હતો. 'મગ મારા ને ડાંખળાં તારાં ને ડાંખળાં તારાં તો મગ મારા' જેવું જ રહેતું. મગ તો મારા ને મારા જ રહેતા. કારણકે લડાઈ દરમ્યાન જ એમને ત્યાંથી પુષ્કળ પૈસા વ્યાજે ઊપડતા. આ પરિસ્થિતિ રોમને હંમેશ આંતર-યુદ્ધની કિનાર પર રાખતી. ને કોઈ વાર રોમ આખાની એ આબરૂ લેતી.

પહેલાં એવો પ્રસંગ ઊભો થયો હતો. રાજાને હાંકી કાઢ્યા પછી પોર્સીના સાથેના યુદ્ધ પછી લોકો સાવ કંગાલ બની ગયા હતા. એમાં જ્યારે પ્લેબિયનોએ જોયું કે નવા બંધારણમાં જે બે અધ્યક્ષો ચૂંટવાના છે તેમાં પ્લેબિયનોથી તો નથી ઉમેદવાર તરીકે ઊભા રહેવાય તેમ, નથી કાંઈક અસરકારક મત અપાય તેમ, ત્યારે એમનો રોષ ઊછળ્યો. રાજાને કાઢી મૂકવામાં સહાય કરી એનો આ બદલો ? પ્લેબિયનોએ નક્કી કર્યું કે રોમમાં રહેવું જ નહિ. જોઈએ છે કે અમારા વિના કેવુંક ચાલે છે.

બધા પ્લેબિયનો એકી સાથે રોમ છોડી ગયા. થોડે દૂર ટેકરી હતી તેના પર જ નવું શહેર બાંધવા માંડ્યાં.

પેટ્રીશ્યનો ગભરાયા. તેમણે આ ધાર્યું નહોતું. પ્લેબિયનો અવારનવાર બબડતા. કોક વાર એકાદ પેટ્રી-

શ્યનને મારી બેસતા. પણ આ ગામ મૂકીને મૂંગા મૂંગા ચાલ્યા જવું તે નવું હતું. પ્લેબિયનો ન હોય તો કોણ રોમનું રક્ષણ કરે? કોણ રોમને ખવરાવે? કોણ રોમની આલીશાન ઇમારતો બાંધે? પેટ્રીશ્યનો રોમની શોભા હતા પણ પ્લેબિયનો તો રોમનું હીર–ખમીર હતા. પ્લેબિયનો વિના તો રોમ કેમ ટકે?

એટલે પ્લેબિયનોનાં મનામણાં થયાં. ને એમાં પ્લેબિયનોને અધ્યક્ષ ચૂંટવાનો તો અધિકાર ન મળ્યો. પણ એમના ન્યાયાધીશ–ટ્રીબ્યુન ચૂંટવાનો અધિકાર મળ્યો. ધીમે ધીમે એવા ટ્રીબ્યુનોની સંખ્યા વધી. એમણે પ્લેબિ-યનોનો ન્યાય તોળવાનો હતો. પેટ્રીશ્યનોને હાથે એમને અન્યાય ન થાય તે જોવાનું હતું. નવો કાયદો કરવાની એને સત્તા ન હતી પણ એક ખાસ હક્ક એ હતો કે થતો કાયદો અટકાવી શકે.

ગોલ લોકોની લડાઈ પછી ફરી પ્લેબિયનો કફોડી સ્થિતિમાં આવી ગયા. એમણે નાણાં વ્યાજે ઉપાડ્યા વિના ચાલે તેમ ન હતું ને વ્યાજના દરનું કોઈ માપ ન હતું.

એક દિવસ મેનેલિયસ જેણે કેપીટોલના શંગ સુધી ચડેલ ગોલને પાછા ધકેલી દઈ કેપીટોલ બચાવ્યું હતું તે બજારમાં ચાલ્યો જતો હતો. ત્યાં તેણે એક દૃશ્ય જોયું. એક પેટ્રીશ્યન એક આધેડ પ્લેબિયનનાં ગળામાં સાંકળ નાખી ઢસડી જતો હતો. પ્લેબિયનના વાંસામાં મારની ભરોળો ઊઠી હતી. અંગ પર એક ચડ્ડી સિવાય કંઈ લૂગડું ન હતું. શરીરે ઉઝરડા હતા. મેનેલિયસે જોયું

તો એ એની ટુકડીનો જ સૈનિક હતો. કેપીટોલના રક્ષણમાં એની સાથે હતો. ભૂખમરો વેઠી કિલ્લો ટકાવી રાખનારા સૂઠીભર રોમન મર્દોમાંનો એ હતો. એણે એકદમ જઈ ને પેલા પેટ્રીશ્યનને અટકાવ્યો. ને પેલાને આ દશા થવાનું કારણ પૂછ્યું.

'કેપીટોલનો બચાવ કર્યો એ. બીજાની જેમ નાસી જઈ ને બૈરાં-છોકરાંનું પેટ ભર્યું હોત તો દેણું ન થાત.'

મેનેલિયસે તે જ ઘડીએ પેટ્રીશ્યનને નાણાં ચૂકવી આપ્યાં. પણ એનું મન સમસમી ઊઠ્યું. આવા તો કેટલા ય હશે: કોઈ કે રોમ માટે આંખો ખોઈ હશે, કોઈ કે કોડીલી નવવધૂને તજી હશે, કોઈક તાજા જન્મેલ બાળને વિધાતાને આશરે છોડી રોમના ગૌરવને રક્ષવા નીકળ્યો હશે એ બધાના આ હાલ? ને એ હાલ કરનાર પેટ્રીશ્યનોના કરતાં એમણે શું ઓછો ભોગ આપ્યો હતો?

તે દિવસથી મેનેલિયસનો એક જ વ્યવસાય થઈ પડ્યો ને તે આવા દેણામાં સપડાયેલને છોડાવવાનું. એણે પોતાની હવેલી વેચી દીધી. બધી માલમિલકત આપી દીધી: એ બધા પૈસા વતી પણ પ્લેબિયનોનું દુઃખ દૂર થતું હોય તો!

પણ મેનેલિયસે જોયું કે એમ કાંઈ પાર આવે તેમ નથી. અસંખ્ય પ્લેબિયનોને ઉગારવાનો રસ્તો તો એક જ હતો ને તે વ્યાજના દર પર અંકુશ મૂકવાનો. આવું વ્યાજ લઈ શકાય જ નહિ.

કાયદાના જોરે વ્યાજનો દર નિશ્ચિત કરવાની હિલ-

ચાલ જ્યારે મેનેલિયસે ઉપાડી ત્યારે પેટ્રીશ્યનો ચમક્યા. એની મિલકત વેચીને એ દેવાદાર પ્લેબિયનોને છોડાવે તે વાત વાજબી હતી. ભારે વખાણને પાત્ર સત્કૃત્ય હતું. પણ ૮ ટકાથી વધારે વ્યાજ જ ન લેવાય તેમ ઠરાવનારો કાયદો લાવવા પ્લેબિયનોને ઉશ્કેરવા એ ભયંકર હતું. પણ મેનેલિયસે એ જોઇ લીધું હતું. પહેલો ઉપાય એ નિરર્થક હતો. એમાં તો ઊલટું પેટ્રીશ્યનોને તુરત નાણું પાકતાં હતાં. એણે તો પોતાની હિલચાલ પૂરજોસથી ચલાવી રાખી. એના સગા પેટ્રીશ્યનો એને સમજાવતા હતા કે આમાં તું હદ વટાવે છે. પણ એણે તો જોયું હતું કે સરહદ વટાવ્યા સિવાય કાંઈ સર થતું નથી. પેટ્રીશ્યનોએ પણ જોયું કે હવે સમજાવવાથી કાંઈ વળે તેમ નથી. ત્યારે એમણે છળ આદર્યું—એમણે મેનેલિયસ પર રાજા થવાની મહત્ત્વાકાંક્ષાનો આરોપ મૂક્યો.

રોમમાં કોઈ બાળકનું ટાર્કવીન નામ પણ નહોતું પડાતું. એવી રાજાશાહી સામે ચીડ હતી. ત્યાં આ અફવાએ મેનેલિયસનાં કાર્યોમાં અંદેશો ઊભો કર્યો. એ લોકોને પોતાના પક્ષમાં લઈ સેનેટને ઉડાડી મૂકવા માગતો હતો; સેનેટની યે ઉપરવટ થવાની એ વાત કરતો હતો. એવા એવા કાંઈક આરોપો એના સામે મૂક્યા. ને એનો કેસ ચાલ્યો. એ પોતે પેટ્રીશ્યન હોવાથી એનો ન્યાય તો પ્લેબિયન ટ્રીબ્યુનને કરવાનો જ નહોતો; પણ મેનેલિયસે પોતાનો કેસ ખુલ્લામાં ચલાવવાની માગણી કરી. ખુલ્લા મેદાનમાં ઊભા રહી એણે કેપીટોલ સામે આંગળી

આંધી—એનું રક્ષણ કરતાં પોતાને પડેલ ઘા બતાવ્યા, ને ગોલ રાજાને આપવા માટે કાઢેલ સોનું સેનેટરો ખાઈ ગયાનો ઉઘાડે છોગે આરોપ મૂક્યો. સાંભળનારાઓમાં હોહા થઈ ગઈ, પેટ્રીશયનોએ આમ કેસ ચલાવવામાં મામલો ફથળી જશે એ જોયું. એટલે કેસ મુલતવી રાખ્યો. બીજે દિવસે જ્યાંથી કેપીટોલ દેખાય પણ નહિ તેવી એકાંત જગ્યાએ કેસ ચલાવી મેનેલિસને મોતની સજા કરીને ટારપિયન ખડક પરથી નીચે ફગાવી દીધો. પેટ્રીશયનો મેનેલિયસને ફગાવી શક્યા પણ એણે જન્મ આપેલ વિચારના બીને ન ફગાવી શક્યા, એ તો નવા નવા માણસોના અંતરમાં પ્રગટવા માંડ્યાં.

તે પછી ડેન્ટેટસને આથી ય બૂરી રીતે માર્યો; પણ છતાં ધજા પડી નહિ—એક પ્લેબિયને જ એને ઉઠાવી લીધી. એનું નામ લીસિયન.

લીસિયને સેનેટ પાસે ત્રણ કાયદા મૂક્યા.

૧. વ્યાજ ૧૦ ટકાથી વધુ ન લેવું.

૨. કોઈ પણ માણસ ૬૦૦ વીઘાંથી વધુ જમીન ન રાખી શકે.

૩. દરેક માણસને ઓછામાં ઓછી ૧૦ વીઘાં જમીન તો મળવી જ જોઈએ.

ને સૌથી અગત્યનું તો એ કે બે અધ્યક્ષમાંથી એક તો પ્લેબિયન જોઈએ જ. મેનેલિયસના મોત પછી પ્લેબિયનો સમજી ગયા હતા કે કાયદા ઘડવાની રાજકીય સત્તા ન મળે ત્યાં સુધી આમાં ફાવશું નહિ. એટલે એમણે ત્રીજી કલમ ઉમેરેલી.

વીકારાય તેવો સંભવ ન હતો પણ
ા અધિકારની રુએ એક પણ નવો
રવા દેવાનું નક્કી કર્યું હતું.
ા ન કરી શકે પણ પોતાનો વીટો
ા થતાં અટકાવી શકે તેમ હતું. ને
ાજતંત્ર ન હોય તેવી મડાગાંઠ ઊભી
ધાર્યું હતું. પેટ્રીશ્યનોએ ઘણા કાવા-
ક્યાં પણ ફાવ્યા નહિ.

આંતરવિગ્રહ ફાટી નીકળશે તેમ લાગ્યું. લીસિયન ચેતી ગયો હતો. એણે કહ્યું: 'પ્લેબિયનો રોમ ખાલી કરીને ચાલ્યા જશે.'

આજુબાજુના દુશ્મનો આ સમાચાર સાંભળી રાજી થતા હતા. આ મડાગાંઠને કોણ ઉકેલે? રોમ આ આંતર-વિગ્રહમાં જ સળગી જશે? તે વખતે ફરી કેમીલસ પાછો આવ્યો. પેટ્રીશ્યનોએ એને બોલાવ્યો, એ આવ્યો પણ કહ્યું: 'મને સરમુખત્યાર નીમો. પછી તમારાથી કાંઈ ગરબડ નહિ થાય.'

એંશી વર્ષે એ ફરી રોમનો સરમુખત્યાર થયો. સૌ મનમાં વિચારતા હતા કે શું નવી આજ્ઞા બહાર પાડશે? ફરી સૈન્ય જમાવશે? પ્લેબિયનોને કચડી નાખશે? ગોલ-ના વિજેતાને આ બધું શું હિસાબમાં?

પણ કેમીલસે ન સૈન્ય-ભરતીનું ફરમાન આપ્યું, ન પ્લેબિયનોને કચરી નાખ્યા. એણે તો માત્ર એટલું જ કહ્યું: 'લીસિયનના કાયદા મંજૂર થાય છે.'

પેટ્રીશ્યનો ડુભાઈ ગયા, ગુસ્સે ય થયા. પણ કેમીલસે એમને સમજાવ્યા—પોતાની બધી જ આવડત ને આબરૂ બંને વાપરીને એણે ગળે ઉતરાવ્યું કે જે ઝાડમાં સળો પેસે છે તે સળીને પડી જાય. જે સેનાપતિ પોતાના સૈનિકોને ભૂખ્યા રાખે છે, ઊંઘવા દેતો નથી તે કદી વિજયી થતો નથી. રોમે પણ વિજયી થવું હોય તો પ્લેબિયનોને સંતોષી રાખવા ને નિરાંતે જીવવા દેવા. લીસિયનના ત્રણે કાયદા જો પસાર થશે તો જ રોમની આ બે છૂટી પડેલી કડીઓ સંધાશે—ને બળ બેગણું નહિ પણ બસો ગણું થશે. પેટ્રીશ્યનો મોડા મોડા પણ સમજ્યા.

કેમીલસે આ એક્યની યાદમાં એક 'મિલન–મંદિર' બાંધ્યું. ને જાણે એ જ ખાતર જીવતો રહ્યો તેમ એ બંધાઈ રહ્યા પછી થોડા દહાડે જ દેહ મૂકી દીધો.

પ્રજાકીય રોમે જન્માવેલ મહાપુરુષોમાં એ શ્રેષ્ઠ હતો. દુઃખ એક જ છે કે રોમ પૂરો એકાદ સૈકો પણ કેમીલસે ચીંધેલ માર્ગે ન ચાલ્યું.

## વાર્તા ૬ ઠ્ઠી

રોમ આમ જ્યારે પોતાના બંને વર્ગો વચ્ચે સુલેહ સ્થાપી આખા ઇટલીમાં પોતાનું વર્ચસ્વ ફેલાવવા મથતું હતું તે વખતે બરાબર એની સામે જ ભૂમધ્ય સમુદ્રના આફ્રિકાના કાંઠા પર એક બીજું મહાનગર વિકસતું જતું હતું. એ હતું કાર્થેજ. આજે જે ટ્યુનીશીઆનો નાનકડો ટુકડો છે તેના અખાત પર કાર્થેજ વસેલું હતું. ભૂમધ્ય-નાં મોજાંઓને ધકેલતા ઊંચા ને વિશાળ દુર્ગમાં વસતા કાર્થેજવાસીઓ આખા ભૂમધ્યમાં સૌથી સાહસિક સોદાગરો હતા. એક બાજુ સહારા ને લીબીઆનું રણ હોવાથી ખેતીને તો કાંઈ અવકાશ ન હતો પણ રત્નાકર દરિયો એમને ખોબે ને ખોબે હીરા-સોનું મોતી આપતો. સ્પેન-ના કિનારાથી માંડીને સુએઝની સંયોગીભૂમિ સુધી એમનાં વહાણો ફરતાં. વિખ્યાત ફિનીશિયન સંસ્કૃતિના એ વારસ-દારો હતા. સાર્ડીનીયા, કોર્સીકા-બાલીઆ ( માર્સેલ્સ )માં એમની જબ્બર પેઢીઓ હતી. સ્પેનની સોનાની ખાણો, એલ્બીટ ટાપુની રૂપાની ખાણો અને મલ્વાની લોખંડની ખાણો, આ કાર્થેજિયનોની સંપત્તિ હતી. તેઓ બ્રિટનો સાથે ટીન અને ઉત્તર યુરોપના જંગલીઓ સાથે અંબર સાથ વેપાર ખેડતા. એમનું રાજ્યતંત્ર આ આપાર્થી લખપતિ-

ઓની બનેલી સેનેટ દ્વારા ચાલતું હતું. એમાં હતાઃ મુર, સ્પેનીયાર્ડો, હબસીઓ. ઇજિપ્શ્યનો, ગોલો ને ન્યુ મીડીઆના અશ્વારોહીઓ, થોડા નાયકો સિવાય કાર્થેજિયનો એમાં ન હતા. કાર્થેજ નગરની હવેલીઓ પર માળ ઉપર માળ ચડતા હતા. એ પુરાણા જમાનામાં પણ એની વસ્તી સાત લાખની હતી. યુરોપના સામે કાંઠે ઊગીને ઊભા થતા મહત્ત્વાકાંક્ષી ને સંગઠને બલવાન બનેલા રોમનોની નજર એ આભે અડતી હવેલીઓ પર ઠરે તે સ્વાભાવિક હતું.

કેમીલસની સલાહ પ્રમાણે રોમે ઘર આંગણે શાંતિ સ્થાપી હતી. રોમનોએ દક્ષિણ ઇટલીને કળેબળે સંગઠિત કર્યું હતું. જીતનાર જાતિને થોડા મર્યાદિત અધિકારો આપી રોમ પ્રત્યેની વફાદારી ખરીદતા ને એમ ન ફાવે ત્યાં તલવાર તો હતી જ. આ કળ અને બળથી ઉત્સાહી બની એમણે ઇટલીની બહાર રોમન સામ્રાજ્ય ફેલાવવા પાસેના જ ટાપુ પર પગ મૂક્યો ત્યારે ખબર પડી કે એણે ધારેલ વિશાળ સમુદ્ર પર તો કાર્થેજે સામ્રાજ્ય જમાવી દીધું હતું. કાર્થેજિયન વહાણો, બતેલાંઓ, ફત્તેમારીઓ ચારે બાજુ નિઃસંકોચપણે ઘૂમતાં હતાં.

ત્યારે પ્રાચીન ઇતિહાસનો સૌથી મહત્ત્વનો, સૌથી લાંબો ને જીવન સટોસટનો સંગ્રામ શરૂ થયો. રોમ અને કાર્થેજ—રેગ્યુલસ, હેનીબાલ ને સીપીઓ—મશહૂર નામો. એક સદી એ સંગ્રામ ચાલ્યો.

રોમ ગબડ્યું, પડ્યું, ધૂળમાં રગદોળાયું—આશા મૂકી—એક છેલ્લો મહાપ્રયત્ન. કાર્થેજ ડગમગ્યું, પડ્યું ને

પૃથ્વી પરથી સાફ થઈ ગયું. રોમહર્ષણ યુદ્ધ હતું એ. એ પ્રજાઓની સમગ્ર તાકાત, સહનશક્તિ, સંગઠન ને બલિદાનનો એ મુકાબલો હતો.

કેટલાક કહે છે તેમ એ સંગ્રામ એશિયાના સંસ્કૃતિ-પ્રતિનિધિ ફિનીશિયનો ને યુરોપના સંસ્કૃતિ-પ્રતિનિધિ રોમનો વચ્ચે નહોતો. તેમાં સંસ્કૃતિ જેવું બહુ હતું જ નહિ. રોમનો પણ નરમેધ કરતા ને કાર્થેજિયનો પણ પોતાનાં બાળકોનો દેવતા પાસે હોમ કરતા. પણ એમાં ઘણું ય સ્મરણીય છે, શીખવા જેવું છે, સંઘરવા જેવું છે. સંસ્કારી કે જંગલી જ્યારે પોતાના અસ્તિત્વને માટે થઈને સંગ્રામ ખેડે છે ત્યારે એમાં ઘણું ઘૃણાજનક, ઉમકા થાય એવું આવી જાય છે. પણ સાથે જ વનના દવ જેવી એક દીપ્તિ-ઝગઝગાટ-એક ગૌરવ પણ પ્રગટ થાય છે. સંસ્કૃતિના પ્રવાહમાં એ જંગલીપણું ભલે ઘસડાઈને વિસરાઈ જાય પણ પેલી દીપ્તિ-ગૌરવને જાળવી રાખવા જેવું છે. આલોચના, ટીકા કે ચર્ચા સરલ વસ્તુ છે. સમગ્રની આહુતિ તે બચ્ચાના ખેલ નથી. વિરલ-ટેકીલા જ એમાં પાર ઊતરે છે. કાર્થેજ અને રોમ એ બંનેમાં એ કાળે એ હતું.

*

આમ વ્યાપારની હરીફાઈએ લડાઈનાં બી તો રોપ્યાં હતાં પણ એનો પહેલો ફણગો ફૂટ્યો સીસીલીમાં. ઈટાલી ને સીસીલી વચ્ચે પાંચ-દસ માઈલની એક સામુદ્રધુની છે. એક ફાળે જ ઈટાલીના કાંઠા પર ઉતરાય તેવું છે. કાર્થેજે જ્યારે સીસીલી પર પગ મૂક્યો એટલે રોમ

ચોંક્યું. આટલા બધા નજીક આવેલા કાર્થેજિયનોને હવે રૂકાવટ કરવી જોઈએ. રોમનોએ સીસીલીના ચાંચિયાનો પક્ષ લઈ કાર્થેજ જોડે બાખડી બાંધી. પણ કાર્થેજિયનોને માટે તો રોમનોને હટાવવા એ રમત વાત હતી. રોમનો પાસે વહાણોનો કાફલો નહોતો. વહાણો હેરવવા–ફેરવવાની કળા નહોતી. રોમનો લડાઈમાં હાર્યા. પણ હિંમત ન હાર્યા. કાર્થેજિયનોનું એક ખરાબે ચડેલું વેપારી જહાજ વાવંટોળમાં ઇટાલીને કાંઠે આવી પડેલું. એ નમૂનો લઈ વહાણો શોધવાનું શરૂ કર્યું. એક સવારે એકીસાથે સિત્તેર વહાણોનો કાફલો ટાઈબર નદીના બારામાંથી બહાર પડ્યો. પણ કાર્થેજિયનોએ એને પણ દરિયાને તળિયે બેસાડી દીધો. ત્રણ વર્ષે જે કાફલાને તૈયાર કરતાં લાગ્યા હતા, તે ત્રણ પહોરમાં તો તળિયે ગયો. રોમનોમાં કેટલાક નિરાશ થયા. કાર્થેજિયનોની એ બાપીકી કળા સાથે આપણે ફરીફાઈમાં ન ઊતરવું તેમ એમણે કહ્યું. પણ મોટા ભાગના રોમનોએ એ વાત હસી કાઢી. આ તો કાર્થેજિયન સાથે ભૂમધ્યની વિશાળ છાતી પર રથની સ્પર્ધા મંડાઈ હતી. શરતે ચડેલા ઘોડાને પ્રતિસ્પર્ધી આગળ જાય તેમ વધુ ચાનક ચડે છે. રોમન સેનેટે ફરી કાફલો તૈયાર કર્યો. ધીરજથી, અવિશ્રાંતપણે એમાં મંડ્યા રહ્યા. ને આખરે કાર્થેજિયનોને હંફાવે તેવાં વહાણો ને વહાણવટીઓ ઊભા કર્યા. ને કાર્થેજને ૩૧ વર્ષે સંધી કરવાની ફરજ પાડી. આ એકત્રીશ વર્ષમાં રોમન પ્રજાએ જે ધૈર્ય ને સ્વમાન ને શૌર્ય બતાવ્યું તેનો નમૂનો એમનો સેનાપતિ રેગ્યુલસ હતો.

રેગ્યુલસ લડતાં લડતાં કાર્થેજિયનોને હાથે કેદ પકડાયો હતો. લડાઈ તો પછી ય વર્ષો સુધી ચાલ્યા કરી. પણ કાર્થેજવાસીઓ આ લડાઈથી કંટાળ્યા હતા. એમને ખેતી ન હતી. એમની આજીવિકાનું મૂળ હતું વેપાર. ને એ તો આ લડાઈમાં નિશ્ચિંત રીતે ચાલી શકતો ન હતો. ખંતીલા ને હઠીલા રોમનો લીધી વાત મૂકે તેવા નથી તેની એમને ખાતરી થઈ ચૂકી હતી. એમણે સંધી કરવાની ધારીને એ માટે થઈને પોતાના મુત્સદ્દીઓના મંડળ જોડે રેગ્યુલસને મોકલવાનું નક્કી કર્યું. ને રેગ્યુલસને સૂચના આપી કે જો તું સંધી કરાવી આપશે તો અહીં ફરી આવવાની જરૂર નથી. પણ જો સંધી નહિ કરાવી આપે તો અહીં મૃત્યુ વાટ જોઈને જ બેઠું છે.'

રોમમાં જ્યારે ખબર પડી કે રેગ્યુલસ કાર્થેજવાસીઓના એલચીમંડળને લઈને રોમ આવે છે, ત્યારે રેગ્યુલસને સાંભળવા સેનેટની સભા ભરી. પણ રેગ્યુલસ તો ગામની બહાર જ રોકાણો ને સેનેટને કહેવરાવ્યું કે 'હારેલા રોમનને રોમમાં પેસવાનો અધિકાર જ નથી.' સેનેટે એને ઘણો આગ્રહ કર્યો પણ રેગ્યુલસ જુદી માટીનો બનેલો હતો. એણે તો કહ્યું: 'તમારે રેગ્યુલસને મૂએલો જ માનવો જોઈએ.'

છેવટે સેનેટ રેગ્યુલસને મળવા રોમ બહાર આવી; ને ટાઈબરના તટ પર વહાણમાં જ વાટાઘાટો ચાલી. રોમનો પણ લડાઈ પડે તેમ તો ઇચ્છતા હતા. ઉપરાંત રેગ્યુલસના જીવનું પણ સંધી ન થાય તો જોખમ હતું.

એટલે મોટો ભાગ સંધી કરી નાખવાની તરફેણ કરવા લાગ્યો ત્યારે રેગ્યુલસે ઊભા થઈને એનો વિરોધ કર્યો. 'રોમનો દુશ્મનોના લોહીથી તલવારની ધારે જ સંધી કરે છે, એ વાત કાં ભૂલો છો? તમે મને જોયો ત્યારે એમ ધાર્યું હશે કે હું કાર્થેજ સાથે સંધી કરી લેવાની વાત કરીશ. પણ ના. રોમનો ધન-માલ ખુએ છે પણ પાણી ખોતા નથી. કાર્થેજ થાકી ગયું છે, ઘસાઈ ગયું છે, એમનામાં ફાટફૂટ ને નિરાશા છે એ વખતે તમે શા સારુ સંધી કરો? મારા સારુ થઈ ને? હું કેટલાંક વરસ રહીશ? બે-પાંચ, દસ વર્ષ. પણ રોમન યશ તો અનંત કાલ રહેશે. અને સાંભળો. જે સેનાપતિ ગફલતમાં રહીને હારે તેને રહેમ ન હોય. હું આ સજાને પાત્ર જ છું. આ કહું છું એટલે ત્યાં મારી દશા શું થવાની છે તે કાંઈ મારા ખ્યાલ બહાર નથી. પણ રોમને કેમ મરવું જોઈએ તે પણ મારા ખ્યાલ બહાર નથી તેટલું તમે નક્કી સમજજો.'

કાર્થેજવાસી-દૂતો ખારા ધૂધવા જેવા થઈ ગયા. હવે વાટાઘાટોનો અર્થ નહોતો. બીજે દિવસે રેગ્યુલસને લઈ ને ઊપડી જવાનું નક્કી કર્યું.

રોમનોએ સંધી ન કરવાની રેગ્યુલસની સલાહ સ્વીકારી. પણ એમણે રેગ્યુલસને હવે પાછા જવાની ના પાડી. આ મૂઠીભર દૂતો રેગ્યુલસને થોડા જ પરાણે લઈ જવાના હતા? રેગ્યુલસે રોમમાં રોકાઈ જવું, આમે કાર્થેજ સાથે ઝગડવાનું તો હતું જ. 'તો નવાણું લોકો

પુરા સો.' પણ રેગ્યુલસે માથું ધુણાવ્યું. 'રોમન વેણુ પર ફરી વિશ્વાસ કોણુ કરશે?' દુનિયામાં સૌ આપણા નામ પર થૂંકે.' એના મિત્રોએ એનું ન માન્યું ત્યારે છેવટે કહ્યું: 'ઝેર લીધું છે. હું આમે બચવાનો નથી.' એની વીનવતી સ્ત્રી ને રોતાંકકળતાં બાળકોને વિછોડી એ કાર્થેજના વહાણમાં ચડી ગયો. કાર્થેજિયનોના કેદખાનામાં જ એણે સોડ તાણી. રેગ્યુલસના સ્વેચ્છાપૂર્વકના બલિદાને રોમનોમાં નવું જોર પૂર્યું. આખરે નવ વર્ષે કાર્થેજે તાબેદારી સ્વીકારી. રોમે ભૂમધ્ય સમુદ્ર પર પોતાનો સિક્કો સ્થાપ્યો.

*

કાર્થેજે હાર કબૂલી. પણ એક કાર્થેજવાસીએ હાર ન કબૂલી. એ હતો હેમીલ્કાર—પ્રખ્યાત હેનીબાલનો પિતા. એવા પણ ઇતિહાસકારો છે કે જે પિતા—પુત્રની જોડીમાં પિતાને વધારે કુશળ સેનાપતિ ગણે છે. વિગ્રહના છેલ્લા વર્ષોમાં હેમીલ્કારને સેનાપતિપદ મળ્યું હતું. કાર્થેજનાં તે વખતે વળતાં પાણી હતાં. છતાં એ વખતે પણ હેમીલ્કારે પોતાની યુદ્ધ—કુશળતાનો પરચો રોમનોને બતાવ્યો હતો. કાર્થેજના સૈન્યમાં સૌથી છેલ્લે તાબે થનાર ટુકડી હેમીલ્કારની હતી. રોમન સૈન્ય સાથે એણે કરેલી કરેલી ઝપાઝપીઓમાંનો એક કિસ્સો છે. હેમીલ્કારના ચરિત્રને પણ સુંદર રીતે રજૂ કરે છે. એક વખત યુદ્ધ પછી હેમીલ્કારે પોતાના કપાયલા સૈનિકોને દાટવા માટે થોડા કલાકની તહકુબી માગી. મગરૂર રોમન સરદારે

એટલે મોટો ભાગ સંધી કરી નાખવાની તરફેણ કરવા લાગ્યો ત્યારે રેગ્યુલસે ઊભા થઈને એનો વિરોધ કર્યો. ' રોમનો દુશ્મનોના લોહીથી તલવારની ધારે જ સંધી કરે છે, એ વાત કાં ભૂલો છો ? તમે મને જોયો ત્યારે એમ ધાર્યું હશે કે હું કાર્થેજ સાથે સંધી કરી લેવાની વાત કરીશ. પણ ના. રોમનો ધન–માલ ખુએ છે પણ પાણી ખોતા નથી. કાર્થેજ થાકી ગયું છે, ઘસાઈ ગયું છે, એમનામાં ફાટફૂટ ને નિરાશા છે એ વખતે તમે શા સારુ સંધી કરો ? મારા સારુ થઈને ? હું કેટલાંક વરસ રહીશ ? બે–પાંચ, દસ વર્ષ. પણ રોમન યશ તો અનંત કાલ રહેશે. અને સાંભળો. જે સેનાપતિ ગફલતમાં રહીને હારે તેને રહેમ ન હોય. હું આ સજાને પાત્ર જ છું. આ કહું છું એટલે ત્યાં મારી દશા શું થવાની છે તે કાંઈ મારા ખ્યાલ બહાર નથી. પણ રોમને કેમ મરવું જોઈએ તે પણ મારા ખ્યાલ બહાર નથી તેટલું તમે નક્કી સમજજો. '

કાર્થેજવાસી–દૂતો બારા ધૂધવા જેવા થઈ ગયા. હવે વાટાઘાટોનો અર્થ નહોતો. બીજે દિવસે રેગ્યુલસને લઈ ને ઊપડી જવાનું નક્કી કર્યું.

રોમનોએ સંધી ન કરવાની રેગ્યુલસની સલાહ સ્વીકારી. પણ એમણે રેગ્યુલસને હવે પાછા જવાની ના પાડી. આ મૂઠીભર દૂતો રેગ્યુલસને થોડા જ પરાણે લઈ જવાના હતા ? રેગ્યુલસે રોમમાં રોકાઈ જવું, આમે કાર્થેજ સાથે ઝગડવાનું તો હતું જ. ' તો નવાણું ભેગા

પુરા સો.' પણ રેગ્યુલસે માથું ધુણાવ્યું. 'રોમન વેણ પર ફરી વિશ્વાસ કોણ કરશે ? ' દુનિયામાં સૌ આપણા નામ પર થૂંકે.' એના મિત્રોએ એનું ન માન્યું ત્યારે છેવટે કહ્યું: 'ઝેર લીધું છે. હું આમે બચવાનો નથી.' એની વીનવતી સ્ત્રી ને રોતાંકકળતાં બાળકોને વિછોડી એ કાર્થેજના વહાણમાં ચડી ગયો. કાર્થેજિયનોના કેદખાનામાં જ એણે સોડ તાણી. રેગ્યુલસના સ્વેચ્છાપૂર્વકના બલિદાને રોમનોમાં નવું જોર પૂર્યું. આખરે નવ વર્ષે કાર્થેજે તાબેદારી સ્વીકારી. રોમે ભૂમધ્ય સમુદ્ર પર પોતાનો સિક્કો સ્થાપ્યો.

*

કાર્થેજે હાર કબૂલી. પણ એક કાર્થેજવાસીએ હાર ન કબૂલી. એ હતો હેમીલ્કાર—અખ્યાત હેનીબાલનો પિતા. એવા પણ ઇતિહાસકારો છે કે જે પિતા—પુત્રની જોડીમાં પિતાને વધારે કુશળ સેનાપતિ ગણે છે. વિગ્રહના છેલ્લા વર્ષોમાં હેમીલ્કારને સેનાપતિપદ મળ્યું હતું. કાર્થેજનાં તે વખતે વળતાં પાણી હતાં. છતાં એ વખતે પણ હેમીલ્કારે પોતાની યુદ્ધ—કુશળતાનો પરચો રોમનોને બતાવ્યો હતો. કાર્થેજના સૈન્યમાં સૌથી છેલ્લે તાબે થનાર ટુકડી હેમીલ્કારની હતી. રોમન સૈન્ય સાથે એણે કરેલી કરેલી ઝપાઝપીઓમાંનો એક કિસ્સો છે. હેમીલ્કારના ચરિત્રને પણ સુંદર રીતે રજૂ કરે છે. એક વખત યુદ્ધ પછી હેમીલ્કારે પોતાના કપાયલા સૈનિકોને દાટવા માટે થોડા કલાકની તહકુબી માગી. મગરૂર રોમન સરદારે

કહેવરાવ્યું: ‘એને કહેજો કે મૂએલાને મૂકી જે જીવતા છે એને જ સંભાળે, નહિતર એ ય ખોશે.’ થોડા દિવસ પછી પલ્લાં બદલાઈ ગયા. રોમન સૈનિકોએ હાર ખાધી. સમય લેવા એણે પોતાના મરેલા સૈનિકોને દફનાવવા માટે કામચલાઉ તહકુબી માગી. હેમીલ્કારે પોતાની મહત્તાને શોભે તેમ કહ્યું. ‘મારે જીવતા સાથે ઝગડો છે. મૂએલા જોડે નહિ. ખુશીથી દફનાવો.’

કાર્થેજવાસીઓએ નિરાશ થઈને સંધી કરી. કાર્થેજે સીસીલી–સાર્ડીનીઆ આપ્યાં હતાં. ને ભારે દંડ ભરવાનું કબૂલ્યું; પણ રોમની ભૂખ તો વધી.

એણે પાછળથી નવો દંડ નાખ્યો. બીજાએ તો નીચા મોંએ સ્વીકાર્યું. પણ હેમીલ્કારથી એ સહન ન થયું. એણે સ્પેનમાં નવું જ સંસ્થાન વસાવવાનું બીડું ઝડપ્યું. રોમનો સાથે જો ઝગડવું હોય તો એનો હાથ ન પહોંચે તેટલે દૂર પૂરવઠો પહોંચાડનાર સંસ્થાન હોવું જરૂરી હતું.

પોતાનું નાનકડું સૈન્ય લઈને એ જ્યારે સ્પેનમાં ઊપડવાની તૈયારી કરતો હતો, તે વખતે સાત વર્ષના હેનીબાલે કહ્યું: ‘મને સાથે લઈ જાઓ.’

‘ક્યાં જાઉં છું તે ખબર છે?’

‘હા. રોમનોની સામે.’

હેમીલ્કારે ઘડીભર દીકરાના ચહેરા સામે જોયું ને પછી કહ્યું: ‘એક શરતે લઈ જાઉં, ચાલ દેવતાની યજ્ઞ-વેદી પર હાથ મૂકીને શપથ લે.’

હેનીબાલે દેવતાની વેદી પર હાથ મૂકીને શપથ લીધા: 'જીવીશ ત્યાં સુધી રોમ સાથે વેર રાખીશ.' હેમીલ્કારે જોઈ લીધું કે કાં રોમ ને કાં કાર્થેજ—એક જ જીવી શકશે. બંને માટે સ્થાન નથી. રોમને ઉખેડવા એણે પોતાને—પોતાનાં દીકરાને હોમ્યા.

રોમ ને કાર્થેજનો બીજો વિગ્રહ તો વીશ વર્ષે થયો. પણ એનાં બી તો રોમે વધારાનો નવો દંડ કાર્થેજ સાથે નાખ્યો તે દિવસે જ રોપાયાં હતાં. હેનીબાલ તો માત્ર એ અન્યાય ને વેરનો પડઘો જ હતો. સ્પેનમાં એ વખતે જુદી જુદી જંગલી જાતિઓ વસતી હતી. એ બધા અંદર અંદર ઝગડતા ને કપાઈ મરતા. હેમીલ્કારે દૂરદર્શી રાજનીતિજ્ઞની જેમ એ બધાંને સામ, દામ, ભેદ, દંડથી એક કર્યાં. પોતે તેમાંનો એક છે ને એક થઈને રહેવાનો છે એમ ખાતરી અપાવવા એમાંની એક બાઈ જોડે લગ્ન કર્યાં. એમનું જ લશ્કર ઊભું કરી તાલીમ આપી, એમને વહીવટ કરતા શીખવ્યું: પરદેશથી એમના પર રાજ્ય ચલાવવા આવ્યો છે તે ખ્યાલ ભૂંસાઈ જાય તે માટે થાય તેટલું કર્યું. કારણકે કાર્થેજના વ્યાપારી સોદાગરો એને કાયમ ટેકો આપશે એવી ધારણા રાખવા જેવો એ ભોળો નહોતો. બધા તો પાકા હિસાબીની જેમ એનામાં નફો ન ભાળે તે દહાડે રઝળાવે તેવા હતા. એટલે એણે તો પોતાના રોમ સામેના ભાવિ વિગ્રહમાં સ્પેનના જ વાસીઓ પર આધાર રાખવા ધાર્યું હતું. પણ એનું અકાળ મૃત્યુ થતાં એની ધારણા પૂરી ન પડી. કહે છે કે સ્પેનીશ

પ્રજાએ એના મૃત્યુ વખતે શોક પાળેલો. જંગલી, ક્રૂર ને અન્યાયભર્યા એ જમાનામાં બીજાઓ કરતાં હેમીલ્કાર ઘણાં ચે વધુ દીર્ઘ દૃષ્ટિવાળો હતો.

એના મૃત્યુ વખતે હેનીબાલ ચોવીશ વર્ષનો જુવાન હતો. મૂછો હજી ફૂટતી આવતી હતી. લશ્કરે એકી મતે એને પોતાના સેનાપતિ તરીકે ચૂંટી કાઢયો. હેનીબાલ એની પ્રતિજ્ઞા ભૂલ્યો ન હતો. સ્પેન તો માત્ર એક પગથિયું જ હતું. નિશાન તો હતું રોમ. પશ્ચિમ સ્પેન આખું લગભગ વ્યવસ્થિત થઈ ગયું હતું, માત્ર એક શહેર જ બાકી હતું. રોમનો વર્ષોથી છૂપી રીતે એને મદદ કરતા હતા. હેનીબાલે એના પર જ ઝપટ મારી. રોમનોએ કાર્થેજની સેનેટ પાસે હેનીબાલને સોંપી દેવા તથા નુકસાની ભરવા માગણી કરી. કદાચ કાર્થેજથી સેનેટે કાંઈક માંડવાળ કરી પણ હોત પણ રોમનોની માગણીમાં એવી તુમાખી ને ગર્વ હતાં કે કાર્થેજિયનોથી એ સહન ન થયું. એલચી મંડળના મોવડી રોમને પોતાની શાલ મૂઠીમાં પકડી કહ્યું.

'આમાં હું યુદ્ધ કે સુલેહ બેઉ રાખું છું. તમારે જોઈતું હોય તે લો.'

'તમારે જે આપવું હોય તે આપો.' સેનેટે કહ્યું.

'તો યુદ્ધ જ લો' કહી એણે મૂઠી ઉઘાડી નાખી.

'અમે એ ઝીલીએ છીએ. ચાલ્યા આવજો.' સેનેટરોએ પોકાર કર્યો.

આમ રોમ ને કાર્થેજ વચ્ચે બીજો જીવલેણ સંગ્રામ

શરૂ થયો. જે ૧૭ વર્ષ ચાલ્યો. રોમનો ઘણી લડાઈ઼ઓ લડ્યા હતા, ઘણા સંકટો તર્યા હતા પણ આ સંકટની સરખામણીમાં એ ખાબોચિયાં હતાં. આ લડાઈ કોઈ દૂર પ્રદેશની ખીણમાં નહોતી ખેલવાની—આ તો એમના ઘર-આંગણે રોમના કિલ્લાની દીવાલ નીચે જ ખેલાનારું મહાભારત યુદ્ધ હતું. રોમનોએ બીજા પ્રદેશોમાં જઈ જય કે પરાજય મેળવ્યા હતા પણ એમના પ્રદેશને જીતનારો, એમની જ ભૂમિ પર એમના જ પહાડને જંગલોમાં એમને શિકસ્ત આપી હંફાવનારો કોઈ જાગ્યો ન હતો. એ તો એક હેનીબાલ જ હતો. હેનીબાલે રોમ અને કાર્થેજનું ભાવિ, દરિયાપર નહિ, ટ્યુનીશાના રણમાં પણ નહિ પણ ખુદ રોમની છાયામાં ટાઈબરને કાંઠે જ કરાવવાનું નિરધાર્યું હતું.

એ ભારે પડી જાય તેવો નિશ્ચય હતો. કાર્થેજની સેનેટ ક્યારે ફૂસકી જશે તે નક્કી નહોતું. એ મક્કમ હોય તો પણ ભૂમધ્ય વીંધીને કેટલીક મદદ પહોંચાડી શકશે તે શંકાવાળી વાત હતી. બધો આધાર એના પોતા પર જ હતો. લડાઈ ઇટાલીના મેદાનોમાં લઈ જવા માટે એણે એબ્રોથી તે પો સુધીની દોઢ હજાર માઈલની કૂચ કરવાની હતી. એ જમાનામાં નહોતા રસ્તા, નહોતા નકશા, નહોતો આજના જેવો સાધનસરંજામ. રસ્તામાં એની કૂચને રૂંધતા વિશાળ પહાડોની હારોની હારો હતી, યુરોપનો સૌથી ઊંચો પહાડ આલ્પ્સ એણે ઓળંગવાનો હતો, માર્ગમાં આવતી જંગલી જાતિઓ એના લશ્કરને પાણીનો કળશો પણ આપશે કે કેમ તેય પ્રશ્ન

હતો. ભલભલાને પણ આ સાહસનો વિચાર કરતાં તમ્મર આવે; પણ હેનીબાલ એ બધાંથી યે અરધો આંગળ ઊંચો હતો. આલ્પ્સનું શિખર પણ એને વાસણો કરી શકે તેમ નહોતું. હેનીબાલ અઠ્ઠાવીશ વર્ષનો હતો. એનું જીવન છાવણીમાં જ વીત્યું હતું. સિપાઇઓની જેમ જ એ ખાતોપીતો, સિપાઇઓની સાથે જ ટાઢ-તડકો વેઠતો. એવું એકે હથિયાર ન હતું કે જે એ કોઈ પણ સિપાઈ કરતાં સારી રીતે ન વાપરી શકે. પૈદલ કે ઘોડા પર એની સાથે ચાલી શકે તેવો કોઈ સિપાઇ એની ફોજમાં નહોતો. એનામાં સિપાઈની નિખાલસતા ને રાજનીતિજ્ઞનું શાણપણ ભળ્યાં હતાં. પોતે જાતે જે ન કરી શકે તે બીજાને પણ ન ચીંધવું એવો એણે નિયમ કરી રાખ્યો હતો.

આ બધા ગુણોને લીધે જ એની સેનાએ એને ચાર-છ માસ કે વર્ષ-બે વર્ષ નહિ પણ સત્તર સત્તર વર્ષ સુધી એને સાથ આપ્યો. એ લશ્કર તો હતું ભાત-ભાતના લોકોનું. એમાં સ્પેનીઆર્ડો હતા, હબસીઓ હતા, મૂર હતા, ને જંગલી ગોલ લોકો પણ હતા.

સત્તર વર્ષના સંગ્રામમાં આ શંભુમેળામાં એકે વખત બંડ નથી થયું એ હેનીબાલની વિજયકલગી છે. પ્રાચીન ઇતિહાસમાં એ એક જ એવો સેનાપતિ છે જેને આ સિદ્ધિ સાંપડી હોય.

હેનીબાલે ઈટાલી પરની ચડાઇ શરૂ કરતાં પહેલાં બધા સિપાઈઓને આરામ માટે મહિનાની રજા આપી. ઉત્તર ઈટાલીમાં ને દક્ષિણ ફ્રાંસમાં પોતાના દૂતો મોકલ્યા.

રોમનોએ તાબે કરેલ જંગલી જાતિઓને પોતાની સાથે ભળી જઈ રોમનો પરનું જૂનું વેર વાળવા કહેણુ મોકલ્યું. પોતાના ભાઈ હેસ્દ્રુબલને સ્પેનનો વહીવટ સોંપ્યો. પોતાને ભવિષ્યમાં મોકલવાની મદદ અંગે સૂચનાઓ આપીને ઇ. સ. પૂર્વે ૨૧૮ના મે મહિનાના અંતમાં સુપ્રસિદ્ધ કુચ શરૂ કરી. એ વખતે એની સાથે ૯૦ હજાર પાયદળ, ૧૨ હજાર અશ્વારોહીઓ ને ૫૦ હાથીઓનું લશ્કર હતું. રોમ એની સામે સહેજે ૬ લાખનું લશ્કર મેદાનમાં ઉતારી શકે તેમ હતું.

એબ્રો નદી સુધી તો કાંઈ વિઘ્ન ન આવ્યું. પણ એબ્રો ઓળંગતા જ પીરીનીઝના પહાડોની છાયામાં ઝુકાવ્યું. પૂર્વ સ્પેન આખું એની સામે ખડું થઈ ગયું. વાયુવેગે એણે ચારે તરફ ફરી વળી એ બધી જાતિઓને કબજે કરી. દસ હજારનું લશ્કર ફરી બળવો ન થાય તે સારૂ રાખ્યું ને દક્ષિણ તરફની પીરીનીઝની પાંખ ઓળંગી. હવે બધા સૈનિકોને ખબર પડી કે હેનીબાલ તો એમને નાખી નજર પણ ન પહોંચે તેટલે દૂરના અજાણ્યા મુલકમાં લઈ જવા માગે છે. ૩૦૦૦ સિપાઈઓ જે તાજેતરમાં જ ભરતી થયા હતા તેમણે હથિયારો ઊંચકી ઘર ભણી ચાલવા માંડ્યું. બીજાઓ પણ એમ કરવાનો મનસૂબો ઘડવા માંડ્યા.

હેનીબાલે એમને કોઈને ન રોકયા. ઊલટું બધાને ભેગા કરી નિખાલસપણે પોતાની આખી વ્યૂહરચના બતાવીને જે કોઈ ન આવવા માગતા હોય તેમને ઘેર પાછા જવાની ખુશીથી રજા આપી. બીજા ૮૦૦૦ ઘેર પાછા વળ્યા.

હેનીબાલે પીરીનીઝ ઓળંગીને લશ્કર તપાસ્યું તો અશચલા ને પાછા ગયેલાને પૂર્વ સ્પેનમાં રોકેલા સિપાઈઓ જતાં એની પાસે પચાસ હજાર પાયદળ ને નવ હજાર ઘોડેસ્વારો રહ્યા હતા. આ સૈન્ય સાથે એણે ફ્રાંસમાં પ્રવેશ કર્યો ને બીજા છેડા પર આવેલ રૂહોન ઓળંગવા દડમજલ કુચ શરૂ કરી.

રોમનો આ વખત દરમિયાન કાંઈ સૂતા નહોતા રહ્યા. પણ તે બધા એક જ ધારણા પર મદાર બાંધીને બેઠા હતા કે પહેલા વિગ્રહની જેમ આ લડાઈનો ફેંસલો પણ બીજાના મુલકમાં થવાનો છે. તેઓ પોતાના સૈન્યની જમાવટ સીસીલી ને સાર્ડિનિયાના ટાપુઓમાં કરી રહ્યા હતા. ત્યાંથી ભૂમધ્ય ઓળંગી આફ્રિકાના કાંઠા પર ઊતરવાની એમની યોજના હતી. બીજો એક સેનાપતિ સીપીઓ સ્પેનમાંથી હેનીબાલને ઉખેડી નાખવાનો હતો. સીપીઓ પીઝા બંદરમાં પોતાના વહાણ પર ચઢતો હતો ત્યાં એને ખબર મળ્યા કે હેનીબાલે સ્પેન પછવાડે મૂકી, પીરીનીઝની ગિરિમાલા વીંધી ફ્રાંસમાં પ્રવેશ કર્યો છે. એણે ઉતાવળે ઉતાવળે એના સૈન્યને માસેલા (માર્સેલ્સ) બંદરે ઉતાર્યું. અહીં રૂહોન નદીના કાંઠે એણે હેનીબાલને અટકાવવા ધાર્યું. પણ રૂહોન પાસે પહોંચ્યો ત્યાં એને ખબર પડી કે હેનીબાલ પાંચ દિવસ પહેલાં નદી ઓળંગી આગળ કૂચ કરી ગયો હતો. સીપીઓએ હેનીબાલની છાવણીની બુઝાઈ ગયેલી તાપણીઓ જોઈ ને હેનીબાલ જે દિશામાં ગયો હતો તે તરફ નજર માંડી. સામે બરફથી

ઢંકાયેલો આલ્પ્સ પથરાયો હતો. કાળજું કોરી નાખે એવો હિમાળો પવન ફૂંકાતો હતો. હેનીબાલ આમાં ક્યાં ગયો હતો ? એને કલ્પના પણ નહોતી કે આ ઠંડીમાં હેનીબાલે આલ્પ્સ ઓળંગવાની યોજના કરી હતી.

રૂહોન નદી ઓળંગ્યા પછી દસમે દિવસે હેનીબાલનું સૈન્ય આલ્પ્સની તળેટીમાં પહોંચ્યું. હવે ખરું ચઢાણ શરૂ થયું. એકલ-દોકલ ચડવાનું નહોતું. સાથે લશ્કરનો સરંજામ, ખાવાનું, ઘોડા ને હાથીઓ હતા. ડુંગરામાં રહેનારા જંગલીઓ વચ્ચે વચ્ચે કનડતા. એમને આ સારું ખાજ મળી ગયું હતું. એકવાર કેટલાક જંગલી લોકોએ એક સાંકડી ધારનો કબજો લઈ લીધો, ત્યાંથી પસાર થયા સિવાય ચાલે તેમ નહોતું. હેનીબાલને ખબર પડ્યા એટલે સૈન્યને ધીમે ધીમે એ ધાર તરફ લાવ્યો. ને પછી ત્યાં જ પડાવ નાખી તાપણાં સળગાવવાની આજ્ઞા કરી. પણ સાથોસાથ અહીં રાત ગાળવાની નથી તે પણ સૂચના આપી દીધી. જંગલીઓ રાત ત્યાં ખુલ્લા પહાડ પર ગાળે તે વાત શક્ય નહોતી. બન્યું પણ તેમજ. એ જંગલી લોકોએ જ્યારે જોયું કે પડાવ તો નખાઈ ગયો છે ત્યારે સવારે આવશું એમ ધારીને નીચેને ગામ ચાલ્યા ગયા. અધરાતે બરફના વરસતા વરસાદે હેનીબાલે પોતાના ચુનંદા ઘોડેસ્વારોને ઉઠાડ્યા ને પોતે આગળ થયો. ધારના જે મથકોનો કબજો પેલા જંગલીઓ લેવાના હતા તેમાં જઈને એ લોકો ગોઠવાઈ ગયા. સવારમાં આખા સૈન્યને સહીસલામત પસાર થતું પેલા જંગલીઓ જોઈ રહ્યા.

પણ બધી વખત આવી સરલતાથી ન પતતું. બરફ-નાં તોફાન, કરાનો વરસાદ, હિમનદીઓ, એના સૈનિકોમાં-થી ઓછાં કરતાં જતાં. સાંકડી ગાળીમાં જતાં ઉપરથી જંગલીઓ પથ્થરના વરસાદ વરસાવતા: ઘોડાઓ ભડકીને ખીણોમાં ઊલળી પડતા. રસ્તો ઘાયલ કે મરેલા જાન-વરથી ભરાઈ જતો. હરેક સિપાઈના એક હાથમાં રહેતું હથિયાર ને બીજા હાથમાં રહેતી કોદાળી. ઘણી વાર તો બંને સાથે વાપરવાની સ્થિતિ આવતી. નવમે દિવસે આખું સૈન્ય મથાળે પહોંચ્યું. હેનીબાલે બધાંને એકઠા કરી એમની સામે પથરાયેલ ઈટાલીનો બગીચા જેવો રસાળ મુલક બતાવ્યો ને વેરાન વીંધીને એ આવ્યા હતા તે બતાવ્યું. હવે ચઢાણ પૂરું થયું હતું. પણ મુશ્કેલીઓ પૂરી નહોતી થઈ. ઊતરતી વખતે ઢાળમાં તો ઊલટાં વધુ જાનવરો લસરી પડતાં. ને એકાદ લસરે એટલે આખી હારમાંથી કેટલાંયને સાથે લેતું જાય. શિયાળો ઊતરવાનું શરૂ થયું હતું એટલે અરધા–પરધા પીગળેલ બરફમાં ભૂલમાં પગ મૂકતાં આખો ઘોડો—અસવાર સાથે જ ગારદ થઈ જતો. જંગલીઓનો ત્રાસ ઓછો થયો હતો. કારણકે એમને હેનીબાલની શક્તિનો પરિચય મળી ચૂક્યો હતો.

આલ્પ્સ ચઢવા માંડ્યા પછી પંદરમે દહાડે ને સ્પેન છોડ્યા પછી પાંચમે મહિને હેનીબાલે ઈટાલીના મેદાનમાં પગ મૂક્યો. એ વખતે એની પાસે સાત હાથી, વીશ હજાર પાયદળ ને છ હજાર ઘોડેસ્વારો હતા.

સીપિયોને જ્યારે ખબર પડ્યા કે હેનીબાલ આલ્પ્સ ઓળંગીને ઇટાલીમાં ઊતરવાનો છે ત્યારે એણે દરિયા-રસ્તે જ ઇટાલીમાં આવી ઉત્તર ઇટાલીમાં રોકાવાનું ઠરાવ્યું હતું. અહીં પણ હેનીબાલ એના ધાર્યા કરતાં વહેલો જ આલ્પ્સ ઊતરી આવ્યો. બંને સૈન્યો અજાણતાં જ એકબીજાની સાથે અથડાઈ પડ્યાં. બેઉ સૈન્ય વચ્ચે એક નાની એવી નદી હતી. હેનીબાલે પોતાના સૈન્યને નદીપાર લઈ જવા કરતાં દુશ્મન જ નદીપાર ઊતરે તેવો મનસૂબો રચી પોતાની બે હજાર ઘોડેસ્વારોની ટુકડીને સામે પાર જવાનું કહ્યું ને ખાનગી સૂચના કરી કે થોડીક લડાઈ થાય કે તરત જ પાછું ભાગવા માંડવું. પોતાના નાના ભાઈને એક નાનું સૈન્ય સોંપી બાજુના ડુંગરામાં સંતાડ્યો. ને બાકીના સૈન્યને ખાઈ–પી તાજા થઈ જવા-ની સૂચના આપી. સૈનિકોને ભૂખ્યા પેટે કદી ન લડાવ-વાનો એનો નિયમ હતો. રોમન સેનાએ કાર્થેજિયન ઘોડેસ્વારોને નદીપાર આવતા જોયા એટલે એ આગળ ધસી. કાર્થેજિયનો થોડી વાર લડ્યા ને પછી ગભરાયા હોય તેમ નદીપાર જવા નાઠા. રોમન સેના પણ તાનમાં ને તાનમાં પાછળ ધસી. છાતી સમાણાં પૂર વીંધી સામે પાર પહોંચી ત્યારે એનું અરધું બળ તો ખૂટી ગયું હતું. ભૂખ્યા, ઠંડીમાં ધ્રૂજતા રોમન સૈનિકો સામે કાંઠે ગયા ત્યારે હેનીબાલનું સૈન્ય ખાઈ–પી તાજુંમાજું થઈ રોમ-નોની આગતા–સ્વાગતા કરવા તૈયાર હતું. છતાં રોમનો આડની જેમ ખોડાઈને લડ્યા. જ્યારે પછવાડેથી હેની-

બાલના ભાઈએ પોતાના છુપાવેલા સૈન્ય સાથે હલ્લો કર્યો ત્યારે જ હિંમત ખોઈ ને નાઠા. ઘણાખરા તો ટ્રેબીઆ નદીમાં જ તણાઈ ગયા. બાકીના કેદ પકડાયા. હેનીબાલે એમાંના જે રોમનો હતા તેમને રાખ્યા ને બાકીના ઇટાલિયનોને છૂટા કરી દીધા ને કહ્યું: 'તમારા ભાઈભાંડુને કહેજો કે હેનીબાલ તમને મારવા નથી આવ્યો, છોડાવવા આવ્યો છે. મારે ઝગડો રોમ સાથે છે તમારી સાથે નહિ.'

આમ પહેલે જ ઝપાટે હેનીબાલે રોમનોના પંજામાંથી ઉત્તર ઇટાલી ઝડપી લીધું પણ કસોટી તો દક્ષિણ ઈટાલીમાં જ થવાની હતી. સેનેટે નવું સૈન્ય તૈયાર કર્યું હતું. ફ્લેમીનસ કરીને જાણીતો સેનાપતિ હેનીબાલને રોમન ઈટાલીમાં પેસતાં રોકવા માટે રવાના થયો હતો. હેનીબાલ પણ આ ગોલ લોકોના પરગણામાંથી નીકળવાની વાટ જ જોતો હતો. કારણકે ગોલ લોકો રોમનોના પંજામાંથી છૂટીને રાજી થયા હતા, પણ હેનીબાલના સૈન્યને લાંબો વખત નભાવી શકે તેમ ન હતા. ઉપરાંત એમના પર કેટલો વિશ્વાસ રાખવો તે જ વિચારવા જેવું હતું. રોમનો સાથે છેલ્લાં દસ વર્ષથી એ લડી લડીને પાયમાલ થઈ ગયા હતા, એટલે હેનીબાલને ઝાઝી લશ્કરી મદદની આશા હતી તે પણ કાંઈ ફળે તેમ નહોતી.

એણે એપીનાઈનના ડુંગરા વળોટી મધ્ય ઈટાલીમાં પ્રવેશ કર્યો. ફ્લેમીનસ એને રોકવા એપીનાઈન તરફ તરફ જતા હતા તેને જાણીજોઈ ને પડખે જ રહેવા દીધો. જ્યારે ફ્લેમીનસને આની ખબર પડી ત્યારે તરત જ એ

પછવાડે પડ્યો. હેનીબાલ એ જ ઇચ્છતો હતો. એની ગણતરી દુશ્મન આપે તે જગ્યાએ લડાઈ આપવાની ન હતી પણ પોતે પસંદ કરેલી જગ્યાએ ભિડાવવાની હતી. માર્ગમાં એક સરોવર આવતું હતું. થોડે દૂર ઊંચી ટેકરીઓ હતી. ટેકરીઓ અને સરોવર વચ્ચે મેદાન હતું. રસ્તો આ મેદાનને વીંધી એક ડુંગરાની ગાળીમાં જતો હતો. હેનીબાલે આ જગ્યા પસંદ કરી. વિશાળ સરોવરની બાજુ રક્ષવાની જરૂર નહોતી. એની પાળોની ઓથાણે તથા ડુંગરામાં સૈન્યને છુપાવી રાખ્યું ને મુખ્ય સૈન્યને પેલી ગાળી પરના ડુંગરા પર ગોઠવ્યું. સવારનો વખત હતો ફ્લેમીંનસ પોતાના સૈન્યને હેનીબાલ પાછળ દોડાવતો પેલા મેદાનમાં દાખલ થયો. સરોવરને લીધે આખા મેદાનમાં ધુમ્મસ છવાયું હતું. ૫૦ હાથ દૂરની વસ્તુ પણ એમાં દેખાતી ન હતી. હેનીબાલે આગલા પાંચેક હજાર ઘોડેસ્વારોને પસાર થવા દીધા. ફ્લેમીનસને લાગ્યું કે કાંઈ વિઘ્ન નહોતું. ત્યાં હેનીબાલનું રણશીંગું ફૂંકાયું. ડુંગરાઓમાંથી, સરોવરની પાળની ઓથાણેથી, કાર્થેજિયનો નીકળી પડ્યા, આકાશમાંથી ઊમટતો હોય તેમ હેનીબાલ પણ ગાળીના ડુંગરા પરથી ધસી આવ્યો. એના ન્યુંપીડીઆના ઘોડેસ્વારોને આ મેદાનની લડાઈ ફાવે તેવી હતી. આગળ ગયેલા પાંચ હજાર સ્વારોએ અવાજ સાંભળ્યો. પણ પછવાડે નજર કરે તો ધુમ્મસ સિવાય કશું દેખાતું નહોતું.

ઘેરાયેલા રોમનો સિંહની જેમ લડ્યા પણ બધું

એળે ગયું. હેનીબાલનો સાણસો વધુ ને વધુ ભિડાતો ગયો. ત્રણ કલાકમાં પંદર હજાર રોમનોએ ત્યાં મોતની પથારી કરી.

કહે છે કે લડવાના ખ્યાલમાં બંને પક્ષ એટલા ચકચૂર થઈ ગયા હતા કે એ વખતે ધરતીકંપ થયો તેનો પણ એમાંથી એકે પક્ષને ખ્યાલ ન આવ્યો.

મુખ્ય રોમન સૈન્યને પતાવી હેનીબાલ આગળ ગયેલાની પછવાડે પડ્યો. રોમનોને બેડીઓ જડીને બાકીના ઇટાલિયનોને છોડી મૂક્યા.

જ્યારે આ બૂરા સમાચાર રોમમાં પહોંચ્યા ત્યારે રોમમાં ગભરાટ ફેલાઈ ગયો. ગણ્યા દિવસો પહેલાં જ ફ્લેમીનસ એમના દરવાજામાંથી ધજા-પતાકા ને તાસાં-નગારાં સાથે નીકળ્યો હતો. કાર્થેજિયનોને પોતાના રથના પૈડે બાંધીને હાજર કરવાની પ્રતિજ્ઞા લઈને બહાર પડ્યો હતો; ને જબરદસ્ત સૈન્યનો દસમો ભાગ પણ પાછો ફર્યો નહિ ત્યારે રોમનોને પોતાને માથે ઝઝૂમી રહેલ ભયનો ખ્યાલ આવ્યો. હેનીબાલના નામનો છાકો પડી ગયો. લોકો હેની-બાલ ક્યારે રોમમાં પહોંચે તેનો હિસાબ ગણવા માંડ્યા.

પણ આ ગભરાટ વચ્ચે પણ સેનેટે પોતાની સ્વસ્થતા ન ખોઈ. સેનેટરોએ ત્યાં ભાણાં મંગાવી વગર વીખરાયે કામ શરૂ રાખ્યું. ફ્લેમીનસની મદદે નીકળેલ બીજો સેનાપતિ પણ પકડાયો ને મરાયો.

સેનેટે નક્કી કર્યું કે આ સ્થિતિમાં ડીરેક્ટર-સરમુખત્યાર નીમવો.

બધાએ ફેબિયસ કરીને એક વૃદ્ધ સેનેટરને સર-

મુખત્યાર બનાવ્યો. ફેબિયસ ડાહ્યો ને ધીરજવાળો હતો. રોમના ઘણા તડકા-છાંયડા એણે ભાળ્યા હતા. એણે રોમનો કિલ્લો સમરાવ્યો, અનાજ સંઘરવા માંડ્યું; ને લશ્કરને સૂચના આપી કે હેનીબાલ સાથે લડાઈમાં ન ઊતરવું, એની આજુબાજુ ભમ્યા કરવું, એને અનાજ-પાણી ન મળવા દેવાં.

દરમિયાન હેનીબાલે સૌ ધારતા હતા તેમ રોમ જવાને બદલે એડ્રીયાટિક સમુદ્રના કાંઠા પરની દ્રાક્ષની વાડીઓમાં પોતાના લશ્કરને આરામ આપવા ધાર્યું. દ્રાક્ષથી લચી પડતા માંડવા, પીચ ને ઓલીવથી ઢંકાયેલી ખીણો-હૂંફાળો તડકો જોઈ ને એના સૈનિકો ખુશ ખુશ થઈ ગયા. પણ ફેબિયસ એની પછવાડે લાગ્યો હતો. હેનીબાલ એને એક મોટી લડાઈમાં ઉતારી ખતમ કરી નાખવા આતુર હતો પણ ફેબિયસ પોતાના સૈન્યને ઊંચી ટેકરી પર રાખતો, ને હેનીબાલના સૈન્યની હિલચાલ તપાસી એને દાણો-પાણી-ચારો ન મળે તેટલા સારુ નાની ટુકડીઓને ફેરવ્યા કરતો. મેદાનમાં હેનીબાલ સાથે ભેટભેટા કરવામાં રહેલું જોખમ એ પૂરું સમજતો હતો. હેનીબાલે એને મેદાનમાં ઉતારી લાવવા બીજો નુખસો યોજ્યો. આડ્રીયાટિક તરફનાં સંસ્થાનો રોમન ન હતાં-તે તો રોમનાં ઈટાલિયન સંસ્થાનો હતાં. એનું રોમનોને બહુ ન લાગે તે સ્વાભાવિક હતું. એ રોમની બાજુમાં ફેલેરિયા મેદાનમાં એક રાત્રે ફેબિયસને થાપ આપી ઊતરી જવા વિચાર કર્યો. અહીંયાં રોમન નગરજનો વસતાં હતાં. ઈટાલીનો

આ ભાગ હતો. આને બચાવવા માટે પણ શું ફેબિયસ મેદાનમાં નહિ ઊતરે? પણ ફેબિયસનું મગજ એમ ઝટ ઊકળે તેવું નહોતું. એણે હેનીબાલને મેદાનમાં જવાની બધી ઘાટીઓ પર ચોકી મુકાવી દીધી; જેથી એ રોમના મેદાનમાં જઈ શકે જ નહિ. પણ હેનીબાલે એને ય થાપ આપી. એણે આજુબાજુના પ્રદેશના હજારો બળદોને એકઠા કર્યા ને શિંગડે મશાલોની જેમ લાકડીઓ બાંધી સળગાવ્યાં ને તેની પછવાડે થોડા સૈનિકોને મોટા ધડાકા કરવા મૂક્યા ને ઘાટી તરફ રવાના કર્યા. ઘાટી પરના ફેબિયસના સૈનિકોએ આવડા વિશાળ સૈન્યને પોતા તરફ આવતું જોઈ વખતે ન ટકાય એમ ધારી બાજુની ઘાટી-વાળા સૈનિકોને મદદે બોલાવ્યા. હેનીબાલને એટલું જ જોઈતું હતું. એ ઘાટી પર થઈને જ મેદાનમાં ઊતરી પડ્યો પણ ફેબિયસ એની પછવાડે મેદાનમાં તો ન જ ગયો. રોમન સૈનિકો ફેબિયસની આ નીતિથી ખિજાતા હતા. તેઓ માંહોમાંહે કહ્યા કરતા: ‘ફેબિયસે આપણને જાણે આ ટેકરી પર તમાશો જોવા ભેગા કર્યા છે. નીચે આપણાં શહેરો ને ગામડાં બળે તેની શોભા જોવા આપણને અહીં બેસાડ્યા છે.’ તો બીજા વળી કહેતા: ‘ના ના, તે તો આપણને ઊંચે સ્વર્ગમાં લઈ જવા માગે છે. કારણકે નીચેની ધરતી તો કાર્થેજિયનોની થઈ ગઈ છે. ત્યાં તો હવે આશા નથી, એટલે આપણને ઊંચે સ્વર્ગમાં લઈ જવા માગે છે.’ તો વળી ત્રીજો કહેતો: ‘એ તો કાર્થેજિયનો-થી આપણને બચાવવા વાદળામાં સંતાડી દેવા ધાર્યું છે.’

પણ ફેબિયસ આવી ટીકાઓથી ગભરાઈ જાય તેવો ન હતો. એની પાસે આવી વાત જતી ત્યારે એ કહેતો: 'આવી બેજવાબદાર વાતોથી ખિજાઈને સમતુલા ખોઈ બેસું એવો હું નથી. તો તો એ મને ધારે છે તેના કરતાં ય નાલાયક ઠરું. હેનીબાલ સાથે મેદાનમાં ઊતરવાનો સમય પાકવાને હજુ બહુ વાર છે.'

પણ હવે તો સેનેટની ધીરજ પણ ખૂટી હતી. લોકો પણ ઘણા અસંતુષ્ટ થયા હતા. ઘણા મહિનાથી લશ્કર એના કબજામાં હતું. એના હાથમાં બધી કુલ લગામ હતી પણ એણે રોમન સંસ્થાનોને ને રોમન નાગરિકોને લૂંટાવા દીધાં હતાં.

પણ અસંતોષમાં વધારો કરનાર એક વેપારી હતો—વારો કરીને. એ કસાઈનો છોકરો હતો પણ એનામાં ભાષણ કરવાની કલા હતી. છટાદાર ભાષણોથી એણે લોકમત ફેબિયસથી સામે ઉશ્કેરી મૂક્યો હતો; નવી ચૂંટણીમાં પોતે કોન્સલ તરીકે ચૂંટાયો હતો.

ફેબિયસ જ્યારે રોમમાં આવ્યો ત્યારે એની સામે એની જેટલી જ સત્તાવાળા બીજા સેનાપતિને રાખવાનું કહેવામાં આવ્યું. ફેબિયસે કહ્યું: 'સરખી સત્તાવાળા બે બળવાન સેનાપતિઓ કરતાં એક નબળો સેનાપતિ સારો.' ને એણે પોતાનું સૈન્ય પણ વારોને હવાલે કર્યું. પણ સેનેટે વારો પર પણ થોડો અંકુશ રહે તેમ ધારીને એક બીજા સેનાપતિ એમીલસને નીમ્યો. બંનેએ સંયુક્ત જવાબદારી ઉઠાવવાની હતી. સેનેટે એ બંનેની સરદારી

નીચે એક લાખની સેના સુપરત કરી હતી. રોમે પોતાની રહીસહી શક્તિ રેડીને એ જબ્બર સેના ઊભી કરી હતી. રોમન અમીર-ઉમરાવ, શ્રીમંત ને ગરીબ સૌ એમાં એકઠા થયા હતા. સૈન્ય ઊપડવાની તૈયારીમાં હતું ત્યારે ફેબીઅસે એમીલસને કહ્યું: 'યાદ રાખજે, તારે માત્ર હૅનીબાલનો જ સામનો કરવાનો નથી—વારોનો પણ કરવો પડવાનો છે.'

રોમન સેના મેદાને પડી એ ખબર હૅનીબાલે જાણ્યા ત્યારે એની આંખ ચમકી ઊઠી. એના સૈનિકોને આરામ મળી ચૂક્યો હતો—રોમને ભોંયભેગું કરી ચેપી નાખવાની પળ આવી હતી. એણે પોતાની સેનાને કેનીના મેદાન પાસે વહી જતી એક નદીના કાંઠે લાવીને થોભાવી. એમીલસે જ્યારે વિશાળ મેદાન જોયું ત્યારે તત્કાલ લડાઈ નહિ ખેલવાનું કહ્યું. હૅનીબાલના ઘોડેસ્વારોને આ સપાટ જમીન ફાવે તેમ હતી પણ ફેબિયસની ભવિષ્યવાણી પ્રમાણે વારો આડો પડ્યો. બંનેને સરખો જ અધિકાર હતો. લશ્કરને ફેબિયસના સૂચના પ્રમાણે બે સરખે ભાગે વહેંચી લેવા પણ વારો તૈયાર ન હતો. એ તો એક દિવસ કુલ મુખત્યાર વારો ને એક દિવસ એમીલસ એમ જ તોડ નીકળ્યો. વારોએ પોતાના સેનાપતિપણાને દિવસે સૈન્યને નદી કાંઠે લાવીને રાખ્યું. સામે કાર્થેજિયન સેના પડી હતી. બીજે દિવસે એમીલસે માત્ર કિલ્લેબંધી જ કરાવી. પણ ત્રીજે દિવસે વારોના તંબૂ પર લાલ ઝંડો ફરકતો હતો. સિપાઈઓ સંગ્રામની નિશાની જોઈ ખુશ ખુશ થઈ ગયા. એમને

પોતાના સંખ્યાબળમાં ને વારોની સાહસિકતામાં શ્રદ્ધા હતી. ફેબિયસની નીતિથી એ બધા કંટાળી ગયા હતા. એમીલસે જોયું કે હવે કાંઈ રસ્તો ન હતો. એણે પોતાના જોડીદારને બને તેટલી મદદ કરી.

હેનીબાલે તો લાલ ઝંડો ચડેલો જોતાં જ પોતાની સેનાને નદીપાર કરી દીધી. એનું સૈન્ય રોમનો કરતાં અરધું પણ ન હતું. રોમનોએ પોતાનું સૈન્ય એક સીધી હારમાં ગોઠવ્યું હતું ને વચલો ભાગ હેનીબાલનો હુમલો ઝીલી શકે તે ખાતર મજબૂત રાખ્યો હતો.

હેનીબાલે પોતાની સેના એટલી જ લંબાઈમાં છતાં અર્ધચંદ્રાકારે ગોઠવી. બંને છેડા પર એના ન્યુમીડિયન અશ્વારોહીઓ હતા. ઓછી સંખ્યામાં હોવાથી એની હરોળ રોમનોના પહેલા હુમલા સામે ટકી ન શકી ને એણે એવું ધાર્યું પણ ન હતું. ઊલટું એણે ધીરે ધીરે પાછા હટવાની સૂચના જ આપી હતી. જેમ હેનીબાલની સેના પાછી હઠતી ગઈ તેમ તેમ વારોને શૂર ચડતું ગયું. એણે રોમન સેનાને આગળ ને આગળ ઝીંક્યે રાખી, તેમ તેમ અર્ધચંદ્રના બે છેડા રોમન સેનાની પછવાડે નજીક ને નજીક આવતા ગયા, ને છેવટે તો બેઉ પાંખિયાં ભીંસાઈ ગયાં. રોમન સેના નાના એવા વર્તુળમાં સપડાઈ ગઈ. એટલું સાંકડું કુંડાળું થઈ ગયું કે મોટા ભાગના સૈનિકો પોતાના હથિયાર પણ વાપરી નહોતા શકતા–તલવાર સમણવાની કે ભાલો ફેંકવાની ને ઘોડા હાંકવાની જગ્યા પણ ન હતી. એમીલસે આ જોયું હતું પણ એ તો

શરૂમાં જ ઘવાઈને મેદાનના એક છેડે પડ્યો હતો. ને સેના તો ક્યાં ય આગળ ચાલી ગઈ હતી.

આ પછી જે થયું તે લડાઈ ન હતી. તે તો માત્ર કતલ હતી. રોમનો ને ઇટાલિયનોએ છૂટવા ઘણાં ફાંફાં માર્યા પણ હેનીબાલના લોખંડી ગાળિયામાંથી એ છટકી ન શક્યા. માત્ર વારો પોતાના અંગરક્ષકો સાથે નાસી છૂટ્યો. તે દિવસે કેનીની કતલમાં ઓછામાં ઓછા સાઠ હજાર રોમનો કામ આવ્યા. એમાં રોમન નવનીત જેવો એક કોન્સલ, બે ઉપકોન્સલો, અઠ્ઠાવીશ ન્યાયાધીશો ને એંશી સેનેટરો હતા. જે છટકીને નદીને સામે પાર ગયા હતા. તેમને પણ બીજે દિવસે ઘેરીને શરણે લીધા.

હેનીબાલે આની સરખામણીમાં છથી આઠ હજાર સૈનિકો ગુમાવ્યા.

એ કાળના ઇતિહાસમાં આવી ભયંકર કત્લેઆમ-વાળી બીજી લડાઈ થઈ નથી.

હેનીબાલને હરાવવા માટે એકઠી કરેલી સેનાનું નિકંદન નીકળી ગયું હતું.

રોમમાં આ સમાચાર પહોંચ્યા ત્યારે કેવું થયું હશે! સૈન્ય રોમના દરવાજા વટાવી ગયું ત્યારથી સ્ત્રીઓ મંદિરોમાં પ્રાર્થનાઓ કરતી, વ્રતો લેતી ને માનતાઓ કરતી, પુરુષો નજુમીઓની પાસે શુકન જોવરાવતા. લડાઈ-માં અશુભ પરિણામ ન આવે તે સારુ સંચિત મને સૌ ઉજાગરો કરતાં હતાં. એ બધાંને આ સમાચારે કેવો વજ્ર જેવો આઘાત પહોંચાડ્યો હશે? પહેલી ક્ષણે જ્યારે રોમે

સમાચાર સાંભળ્યા ત્યારે એ જડ બની ગયું. સ્ત્રીઓ ને પુરુષોમાં ચીસ નાખવા જેટલું, રડવા જેટલું પણ ચેતન ન હતું.

જે થોડા બચેલા આવ્યા તેમનામાં એક લેન્ટબસ કરીને નાયક હતો. એ રસ્તામાં ડૂસકાં ખાતાં કૉન્સલ એમીલસને મળ્યો હતો એણે સેનેટને કહ્યું: 'મેં કૉન્સલને મારો ઘોડો આપવા માંડ્યો. પણ એણે કહ્યું: 'ના. મારી તો ઘડીઓ ગણાય છે, તું ઝટ રોમ જા. ફેબિયસને જ્યાં હોય ત્યાંથી શોધી કાઢજે ને એને રોમનું રક્ષણ કરવાનું કહેજે. એને કહેજે કે એમીલસ જેમ જીવ્યો છે તેમ જ મર્યો છે. ફેબિયસની શિખામણ પ્રમાણે જ હું ચાલવા મથતો હતો પણ વિધાતાની મરજી કાંઈ જુદી હતી.''

બધાની આંખો ફેબિયસ તરફ વળી.

ફેબિયસે તરત જ ફોરમ આગળ લોકો એકઠા ન થાય તેવી આજ્ઞા કરી, કારણકે લોકો એકઠા થઈને હેનીબાલને શરણે જવાનો ઠરાવ પણ કરી બેસે તેવો સંભવ હતો. ન્યાયાધીશોનો મોટો ભાગ કેનીમાં ખપી ગયો હતો. એટલે એણે દરેક સેનેટરને ન્યાયાધીશની સત્તા આપી. એમણે બધે જ જાહેરમાં થતી રડારોળ અટકાવવાની હતી. કોઈ પણ જણને પાસ વિના રોમ છોડવાની મના હતી. કોઈ સ્ત્રીએ રંગબેરંગી કપડાં પહેરવાનાં ન હતાં, એક રૂપિયાભાર કરતાં વધારે વજનનું ઘરેણું પહેરવાની મનાઈ હતી, ને રોમન શહેરથી એક માઈલની સરહદમાં કોઈ પણ માણસે રથમાં ન બેસવું તેવી આજ્ઞા

હતી. સમગ્ર પ્રજા શોક પાળતી હતી પણ ગંભીર રીતે કૃતનિશ્ચય બનીને-રડીને નહિ.

દરમિયાનમાં ખબર આવ્યા કે કેનીની આફત આણનાર ને ફેબિયસની મશ્કરી ઉડાડનાર, લડાઈમાંથી નાસી છૂટનાર વારો બચેલા સૈનિકોને એકઠા કરી આવે છે. પ્રજા ને સેનેટરો એના પર રોષ ઠાલવવા તલસી રહ્યા હતા પણ ફેબિયસે એમને વાર્યા. વારોનો એમાં દોષ ન હતો. જુવાન લોહીનો દોષ હતો એમ સમજાવ્યું ને આ ઘડીએ એક પણ જણને ગુમાવીએ તો રોમ નબળું પડે. સૌને સાંકળવાની જરૂર છે એમ ઠસાવ્યું ને વારો શરમાઈને ટાઈબરને સામે કાંઠે પડ્યો હતો તેને લેવાને માટે પોતે સેનેટરોની સાથે ગયો, એટલું જ નહિ પણ કેનીની કતલ પછી પણ હિંમત હારવાને બદલે રોમન સૈનિકો એકઠા રાખી લડવાની તૈયારી કરવા માટે પીઠ થાબડી.

પણ હેનીબાલે રોમ પર હુમલો ન કર્યો. આ અગાઉ ઘણી વાર એ જેમ રોમ પાસે થઈને પસાર થઈ ગયો હતો તેમ આ વખતે પણ એ બાજુના બીજા નંબરના સમૃદ્ધ શહેર કાપુઆ તરફ વળી ગયો. એની અશ્વસેનાના નાયક મહાબલેં એને કહ્યું હતું: 'મને રજા આપો, પાંચમે દિવસે હું કેપીટોલમાં તમારું ભોજન પિરસાવું.'

પણ હેનીબાલે ડોકું ધુણાવ્યું. મહાબલેં સેનાનીની આજ્ઞા માથા પર ચડાવતાં કહ્યું: 'હેનીબાલ તને વિજયો મેળવતાં આવડે છે પણ તેનો ઉપયોગ કરી લેતાં આવડતું નથી.'

હેનીબાલની આ શું ભૂલ હતી? ઇતિહાસકારો ના ભણે છે.

હેનીબાલ જાણતો હતો કે એનું સૈન્ય મૂઠી જેટલું જ હતું. રોમનો કિલ્લો અગાઉના કરતાં ત્રણગણો ને મજબૂત હતો. એને તોડવાનાં યંત્રો એની પાસે નહોતાં. માત્ર ઘેરો ઘાલીને બેસી રહેવાથી રોમનો નમવાને બદલે ઊલટા હઠે ચડે તેમ બને. કિલ્લો તોડી શકાય તો જ રોમને છેડવું. હાલ તો રોમના હાથ-પગ જેવા એની આજુ-બાજુનાં સંસ્થાનો કળેબળે વશ કરવાં, ઇટાલીમાં એને એકલું પાડી દેવું, ને દરમિયાનમાં કાર્થેજ અથવા સ્પેનમાં યંત્ર-શસ્ત્રો ને સનિકો મંગાવી લેવાં. આવી તેની ગણતરી હતી. ને એ સમયે એ વધુમાં વધુ સુયોગ્ય રસ્તો હતો.

કમનસીબે ન એને કાર્થેજ તરફથી મદદ મળી- ન ઇટાલિયન સંસ્થાનો એની સાથે પૂરાં ભળ્યાં.

કેનીની લડાઈ પછી એણે પોતાના નાના ભાઈ માગોને કાર્થેજ સેનેટ પાસે પોતાના વિજયોની વાત કરવા મોકલ્યો. માગોએ કેનીના વિજયને પ્રત્યક્ષ કરવા એક કોથળો ભરીને સોનાની વીંટીઓ સભાગૃહ વચ્ચે ઠાલવી. 'આટલા રોમન નબીરાઓને કેનીમાં સુવાડયા છે' કહી એણે કેનીના યુદ્ધની વાત કરી. પણ ત્યારે સેનેટનો મોવડી હેનીબાલનો જ નહિ પણ એના આખા કુળનો વિરોધી રાજા હતો. એણે કહ્યું: 'હવે હેનીબાલને શું જોઈએ છે?'

ફક્ત યંત્ર-શસ્ત્રો ને સૈનિકો-તો એમનું નામનિશાન નહિ રહે.'

'હેનીબાલ જીત્યો છે પણ હાર્યો હોત તો એ શું સાબત ? યંત્ર-શસ્ત્રો ને સૈનિકો તો હાર ને જીત વચ્ચે ફેર છે શું ?'

ઘણી મહેનતે કરગરી કરગરીને માગોએ પોતાના ભાઈ માટે સૈન્યની નાનકડી ટુકડી મેળવી પણ તે ય છેલ્લી ઘડીએ સીપિયોએ સ્પેનસાં હુમલો કર્યો છે એ જાણતાં સ્પેનસાં રવાના કરી. બિચારો માગો પણ ભાઈને મળવાને બદલે સ્પેનમાં જ અટવાઈ પડ્યો. હેનીબાલ તો વાટ જોતો જ બેસી રહ્યો.

દરમિયાનમાં સેનેટમાં એક નવો તારો ઝળક્યો. એ હતો સીપિયો. હેનીબાલને રહોન નદીને કાંઠે રોકવા જનાર સેનાપતિનો દીકરો.

સીપિયો જુવાન હતો, મહત્ત્વાકાંક્ષી હતો, સાહસી હતો ને વધુમાં સૌનું પ્રિયપાત્ર હતો. એનામાં રોમન બધા સદ્‌ગુણો હતા. રોમનોના થોડા જ દુર્ગુણો હતા. કેની પછી હેનીબાલની સેના રોમસાં પેસવાની ઘડીઓ ગણાતી હતી ત્યારે કેટલાક જુવાન ઉમરાવોએ રોમમાંથી નાસી જવાનું વિચાર્યું હતું. એ વખતે અઢાર વર્ષનો સીપિયો ઉઘાડી તલવારે એમની આડો ફર્યો હતો ને જે કોઈ કેપી-ટોલની હદ વટાવે એનું માથું ઉતારી લેશે એમ કહી ફિટ-કાર આપી પાછા વળ્યા હતા. ત્યારથી સૌનું ધ્યાન એના તરફ ગયેલું. તે પછી તો એણે રોમન સેનાને સ્પેનમાં દોરી વિજયો અપાવ્યા હતા. હેનીબાલને મદદ મળતી અટકે તે માટે સ્પેન જિતાય તે સેનેટરો આવશ્યક ગણતા હતા.

હમણાં હમણાં સીપિયો સેનેટ સમક્ષ નવી જ દરખાસ્ત મૂકતો હતો ને તે લડાઈ આફ્રિકા–કાર્થેજમાં લઈ જવાની. હસવા જેવી લાગતી હતી એ દરખાસ્ત. ઘર આંગણે હેનીબાલ ઘૂરકતો હતો ત્યાં સૈન્યોને આફ્રિકામાં ખસેડવાં એટલે રોમનો નાશ હાથે જ વહોરવો ને? પણ સીપિયો એથી ઊંધું જ કહેતો હતો. કે જો કાર્થેજ પર ચડાઈ કરશો તો હેનીબાલ અહીંથી ખસશે. નહિતર આપણો મુલક લૂંટીને અહીં જ નભ્યા કરશે. સેનેટરો તોળી તોળીને બોલનાર, વિચારી વિચારીને ચાલનારા હતા. સીપિયો આગના કટકા જેવો હતો.

દરમિયાનમાં હેનીબાલે એક–બે વાર રોમનો સંધી કરવા ઇચ્છે છે કે નહિ તે જાણવા દાણો ચાંપી જોયો. પોતે પકડેલા રોમના ગર્ભશ્રીમંત અમીરોના જુવાનોને કેદીઓની અદલીબદલી તેમજ બીજી શરતો વિચારવા મોકલ્યા. પણ રોમનોએ વાત કરવાની જ ઘસીને ના પાડી. 'જે હાથમાં હથિયાર છતાં પકડાઈ ગયા તેવા રોમનોને જીવતે મૂઆ જ સમજીએ છીએ.' રોમનોમાં હજી રેગ્યુલસનો પ્રાણ ધબકતો હતો.

હેનીબાલને હવે એક જ તરફથી મદદની આશા હતી ને તે પોતાના ભાઈ હેસ્ડ્રુબલ તરફથી. અત્યાર સુધી સીપિયોએ એને સ્પેનમાં જ રોકી રાખ્યો હતો. આખરે હેસ્ડ્રુબલ સીપિયોની આંખમાં ધૂળ નાખીને છટકી ગયો. ને પોતે સૈન્ય સાથે આવે છે ને અમુક નદીના કાંઠે મળશે તેવા ખબર આપતો સંદેશો લઈને ચાર ગુપ્ત-

ચરોને મોકલ્યા. એ ચરો જો હેનીબાલને મળ્યા હોત ! તો કદાચ યુરોપનો ઇતિહાસ જુદી રીતે લખાત. હેસ્ડ્રુબલ ને હેનીબાલના સંયુક્ત બળ સામે ટક્કર લેવાનું રોમમાં સામર્થ્ય નહોતું પણ રોમનો સિતારો ચડિયાતો હતો. એક રોમન કોન્સલ નીરોના ગુપ્તચરોએ એમને પકડી પાડ્યા, રિબાવ્યા ને પેલો સંદેશો જાણી લીધો. સેનેટને પૂછવાનો વખત નહોતો. નીરોએ પોતાના ચુનંદા દસ હજાર સૈનિકો લઈને સંદેશામાં હતી તે નદી તરફ દોટ મૂકી. હેસ્ડ્રુબલનું સૈન્ય થાક્યુંપાક્યું નિરાંતે ઊંઘતું હતું. એને આવનાર આફતની કલ્પના યે નહોતી. રોમન સૈન્ય તૂટી પડ્યું. હેસ્ડ્રુબલ શૂરવીરની જેમ લડ્યો પણ આખરે મરાયો. કાર્થેજિયન કુમકનો સર્વનાશ થઈ ગયો ને સાથે જ હેની-બાલની આશાનો પણ.

રોમમાં જ્યારે એ સમાચાર પહોંચ્યા ત્યારે સૌને નવો જીવ આવ્યો.

પણ હેનીબાલને આ ખબર કમકમાટી ભરી રીતે મળ્યા. નીરોએ હેસ્ડ્રુબલનું માથું કપાવી એક ચામડાની કોથળીમાં સીવી હેનીબાલને ભેટ કરીને એની છાવણીમાં ફેંકાવ્યું. હેનીબાલે એ મોં ઓળખ્યું. એણે ભારે હૈયે કહ્યું: 'હવે આ જ કાર્થેજનું ભાવિ છે.'

હેનીબાલને માટે હવે કોઈ આશા ન રહી છતાં એણે ચાર વર્ષ સુધી રોમનોને હંફાવ્યા ને વિપત્તિમાં એનું ગૌરવ ને યુદ્ધકૌશલ્ય ઊલટાં વધુ દીપી નીકળ્યાં. પણ રોમ અને કાર્થેજના વિગ્રહનો અંત નજીક આવતો

હતો. સીપિયો આફ્રિકા પર ચઢાઈ લઈ જવાનું દબાણ વધાર્યે જતો હતો. છેવટે એણે સેનેટને કહ્યું: 'તમે લશ્કર નહિ પૂરું પાડો તો હું સ્વયંસેવકોનું સૈન્ય તૈયાર કરીશ. લોકોની પાસે મારી વાત લઈ જઈશ.' લોકોની પાસે વાત જવા દેવા સેનેટરો તૈયાર ન હતા. છેવટે સેનેટરોએ એને સીસીલીમાં જે માણસો ને ધન મળે તેટલાથી ચડાઈ કરવાની છૂટ આપી. ઉપરાંત સીપિયોએ સ્વયંસેવકો તો લીધા જ. એનું નામ સાંભળતાં કેટલા ય રોમન જુવાનો ભરતી થયા.

સીપિયોનું આ સાહસ સાવ ગણતરી વિનાનું નહોતું. એણે એક મુખ્ય પાસું ગુપ્ત રાખ્યું હતું. કાર્થેજના તાબાનાં રાજ્યોમાં ન્યુમીડીઆનું પણ એક રાજ્ય હતું. જેના ઘોડા ને ઘોડેસ્વારો પ્રસિદ્ધ હતા. આ ન્યુમીડીઆના એક જુના ભાયાતને સીપિયોએ ફોડ્યો હતો. એટલે જ્યારે આફ્રિકાને કિનારે સીપિયોનાં વહાણો અડક્યાં ત્યારે એનો હાથ ઝાલીને ઉતારનાર ત્યાં તૈયાર ઊભો હતો. કાર્થેજિયન સેનેટે આ સમાચાર સાંભળ્યા એટલે તરત જ હેનીબાલને પાછા આવી કાર્થેજનું રક્ષણ કરવાની આજ્ઞા મોકલી.

સોળ વર્ષ સુધી એણે એકલે હાથે આ ભૂમિ પર પોતાની કીર્તિના કોટ–કિલ્લા બાંધ્યા હતા. પણ એના કૃતઘ્ન દેશે એને કશી યે મદદ મોકલી નહોતી ને આજ એ જ કૃતઘ્ન દેશની વહારે ધાવા એને હુકમ થતો હતો. ભારે હૈયે એણે ઈટાલીનો કિનારો છોડ્યો.

રોમમાં જ્યારે આ ખબર મળ્યા ત્યારે આનંદનો

દરિયો ઊછળ્યો. લોકો ગાંડાની જેમ નાચ્યા. જાહેર પ્રાર્થના કરી, રોમન દેવ–દેવીઓને બલિદાન અપાયાં, ને દોઢ દશકાથી બંધ થયેલ જાહેર રમતોનો સમારંભ પહેલ-વહેલો ઊજવાયો. ઈટાલી આખરે ભયમુક્ત થયું હતું.

હેનીબાલે પોતાના બે–ચાર કુટીબંધ ભેરુબંધો સાથે કાર્થેજને કિનારે ઊતરતાં જ દુશ્મનના બળાબળની તપાસ કરવાનું કર્યું. એણે જોયું કે રોમન પલ્લું નમતું હતું. સૈન્ય તો સમર્થ હતું જ પણ સેનાપતિ પણ સમર્થ હતો. અત્યાર સુધી એ જ્યારે કોઈ પણ લડાઈને અંતે કપાયલા રોમન સરદારને લશ્કરી વિધિ પ્રમાણે દફનાવતો ત્યારે કહેતો: 'આ બહાદુર સિપાઈ પણ બેવકૂફ સેનાપતિને આપણે સાન આપીએ છીએ.' આ વખતે વાત જુદી હતી. કારણકે સીપિયોએ હેનીબાલના ચરો પકડ્યા ત્યારે મારકૂટ કરવાને બદલે આખું સૈન્ય ને સૈન્યની વ્યવસ્થા બતાવી. પછી છોડી મૂકીને કહે: 'જે જોયું છે તે હેની-બાલને કહેજો.'

હેનીબાલે જોયું કે આ વખતે બહાદુર સેનાપતિ ને અક્કલમંદ સેનાપતિ ભેળા મળ્યા હતા. એણે તરત જ વાટાઘાટો માટે સીપિયોની અંગત મુલાકાત માગી. બંને બહાદુરો આદરપૂર્વક મળ્યા–ભેટ્યા પણ કશું વળ્યું નહિ. સીપિયોના હાથ બંધાયેલા હતા. સેનેટની કઠોર આજ્ઞા હતી કે ફેંસલો લડાઈના મેદાન પર જ કરવો.

હેનીબાલ પરિણામ કલ્પી શકતો હતો. એનું સૈન્ય બધું નવું–તાજું જ ભરતી થયેલું હતું. જૂના કસાયલા

સાથીઓ બધા ઈટાલીમાં ખપી ગયા હતા અથવા રૂંધાઈ પડ્યા હતા. ન્યુમીડીઅન ઘોડેસ્વારો જેના પર એનો આધાર હતો તેની આખી ફોજ ન્યુમીડીઆના નવા રાજાએ ઊભી કરી હતી. પણ 'શૂર સંગ્રામકો દેખ-ભાગે નહિ' એણે મોતની સામે જ નજર માંડવાની હોય છે.

એણે પોતાની સેનાને ઝમાના મેદાન પર ગોઠવી. પણ પરિણામ એણે ધાર્યું હતું તે જ આવ્યું. એના હાથીઓ ભડકયા ને કાર્થેજિયન સેનાનો કચ્ચરઘાણ નીકળી ગયો.

કાર્થેજિયન સેના પાસે શરણાગતિ માગવા સિવાય બીજો ઉપાય ન હતો. એમણે સીપિયોની પાસે શરણાગતિ માગી. રોમન સેનેટે તો પહેલી જ શરત હેનીબાલને સોંપવાની કરી હતી ને કાર્થેજિયન સેનેટ તે કબૂલવાની વેતરણ કરતી હતી; પણ સીપિયોની ખાનદાનીને એ ન રુચ્યું. હારેલો તોપણ હેનીબાલ એને મન અજોડ હતો. એણે પોતાની બધી જ લાગવગ વાપરીને એ શરત કઢાવી નાખી; ને શરણાગતિની શરતો પણ કાર્થેજે નહિ ધારેલી તેવી હળવી આપી. જો કે કાર્થેજનો આફ્રિકાનો જે મુલક હતો તે અકબંધ રહેવાનો હતો. કાર્થેજનું રાજ્યતંત્ર ને કાયદા હતા તેમ જ રહેવાના હતા. રોમન સૈન્ય કાર્થેજની ભૂમિ પર રહેવાનું નહોતું. માત્ર કાર્થેજે ન્યુમીડીઆ સીપિયોને સોંપવાનું હતું. રોમની સંમતિ સિવાય કોઈની સાથે લડાઈ કરવાની નહોતી, વહાણો બધાં રોમને સોંપી દેવાનાં હતાં ને દસ હજાર સિન્ટનો દંડ

હપ્તા મુજબ ભરવાનો હતો. જ્યારે દૂતો આ શરતો લઈ ને કાર્થેજિયન સેનેટમાં આવ્યા ત્યારે એક સેનેટર શરતોની સામે વાંધો ઉઠાવવા જતો હતો. કહે છે કે હેનીબાલે વચ્ચે જ તેનો ઝભ્ભો ઝાલી નીચે બેસાડી દીધો. અને બાકીના સેનેટરો તરફ ફરીને કહેઃ 'માફ કરજો. હું ઘણાં વર્ષોથી છાવણીમાં રહ્યો છું એટલે સભ્યતાની થોડીક રીતભાત ભૂલી ગયો છું. તમને યાદ હશે કે હું નવ વર્ષનો હતો ત્યારથી આ દેશ છોડીને ગયો છું. પણ મને આશ્ચર્ય થાય છે કે જે કોઈ માણસ આપણી લશ્કરી ને મુલકી સ્થિતિ જાણતો હોય તે આ શરતો સામે શું જોઈને વાંધો ઉઠાવે? રોમન સેનાપતિએ જે શરતો આપી છે તે માટે આભાર માનો ને ચર્ચા કર્યા સિવાય સ્વીકારી લો. મંદિરમાં જઈને પ્રાર્થના કરો કે રોમન સેનેટની મંડળી આને મંજૂર કરે. તમે સૌ રોમની આ સંધીનો રાજીખુશીથી સ્વીકાર કરો, મારું કર્તવ્ય મને સુઝાડે તે કરીશ.'

રોમ અને કાર્થેજ વચ્ચેના બીજા વિગ્રહનો આમ અંત આવ્યો. પણ છતાં રોમ હેનીબાલ પરનો દ્વેષ ન ભૂલી શક્યું. સીપિયોની ઇચ્છાનુ તે વખતે તો રોમન સેનેટથી ઉલ્લંઘન ન થઈ શક્યું. પણ હેનીબાલને સાંકળે બાંધીને રોમમાં ફેરવવાનું સ્વપ્નું એ ભૂલી ન શક્યું. ઉપરાંત કાર્થેજ અને હેનીબાલ એ બંને હજુ સામે જ ઊભાં હતાં, એટલે ભય સાવ નાબૂદ નહોતો થયો. એ બંને વિખૂટાં પડવાં જોઈએ. એટલું કાર્થેજ નિર્માલ્ય હતું

ને એકલો હેનીબાલ નિરાધાર હતો ને એવી તક ઊભી પણ થઈ ગઈ.

રોમ સાથે સંધી થયાં પછી હેનીબાલ કાર્થેજમાં દંડનાયક નિમાયો હતો. એણે જોયું કે કાર્થેજના રિવાજ મુજબ ન્યાયાધીશો જિંદગીભર માટે નિમાતા. પરિણામે એમના પર અંકુશ રહેતો નહિ ને લાંચ–રુશ્વત ને અન્યાય જ એમાંથી ઊપજતાં. આથી એણે ન્યાયાધીશના હોદ્દાની મુદત એક વર્ષની જ ઠરાવી. આને પરિણામે એ વર્ગની અકૃપા નજરનો એ ભોગ થઈ પડ્યો. બીજો પણ એક એવો કાયદો એને હાથે થતાં સેનેટની પણ એ આંખે ચડી ગયો. એણે જોયું કે રાજ્યની આવકમાંથી રોમને ભરવાના દંડનો હપ્તો ભરી શકાય તેમ હતું. છતાં આ દંડ ભરવા માટે થઈને એક નવો કર સામાન્ય નાગરિકો પર નંખાયો હતો. એણે રાજ્યની આવક–જાવકની તપાસ કરવા માટે એક સમિતિ નિમાવી; ને એમાં સાબિત થયું કે સામાન્ય જે આવક થાય છે તેનો અમુક હિસ્સો લાગવગિયા ને ન્યાયાધીશોમાં વહેંચાઈ જાય છે, તે જો બચી જાય તો નવો કર નાખવાની જરૂર જ નથી. આ પગલે એના દુશ્મનો વધારી મૂક્યા, પણ હેનીબાલની પ્રતિષ્ઠા કાર્થેજની સામાન્ય પ્રજામાં એટલી હતી કે કાર્થેજમાં એમનાથી કાંઈ થઈ શકે તેમ ન હતું. એટલે એમણે રોમનોને હાથે આ કાંટો કાઢી નાખવા ધાર્યું. એમણે સેનેટના કાન ભંભેર્યા કે હેનીબાલ રોમની વિરુદ્ધ સીરિયાના રાજા જોડે કાવતરું કરે છે તે રોમન સેનેટે પણ

હેનીબાલને બાંધી મંગાવવાનું ઠરાવ્યું. સીપિયોએ ત્યારે પણ વિરોધ કર્યો. કાર્થેજના એક પક્ષની સાથે મળી જઈ આમ ન કરવા સમજાવ્યું. પણ આ વખતે એ એળે ગયું. પણ હેનીબાલ કાંઈ ઊંઘતો ન હતો. રોમનો એને કાર્થેજમાં પકડવા આવે તે પહેલાં જ એ નાસી છૂટયો.

આ દિવસથી તે જીવનની છેલ્લી ઘડી સુધી એને પગ વાળીને જંપવાનો વખત ન આવ્યો. રોમનો એની પછવાડે શિકારી કૂતરાની જેમ પડ્યા જ રહ્યા. એ એન્ટીઓકસ પાસે ગયો, તો ત્યાં રોમનો દૂત એની સોંપણી કરવાની માગણી લઈને આવ્યો. ત્યાંથી નાસીને ક્રીટમાં ગયો ત્યાં પણ રોમન દૂત આવ્યો. છેવટે બીથીનિયાના રાજાએ અભય વચન આપતાં ત્યાં રહ્યો. પણ ત્યાં ય રોમન સેનાપતિ ફ્લેમીનસ પહોંચ્યો ને ત્યાં હેનીબાલની માગણી કરી. રાજાએ રોમને ખુશ કરવા હેનીબાલનું નિવાસસ્થાન ઘેરી લીધું. એનાં બધાં ચોર-બારણે પણ ચોકી મુકાવી દીધી.

પણ અનેક યુદ્ધો ખેલી ચૂકેલ યોદ્ધાની નજર બહાર આ પણ નહોતું. આવા પ્રસંગને માટે જ એણે પોતાની સાથે અંગૂઠીમાં ઝેર રાખી મૂક્યું હતું, તે લઈ ને નિરાંતે સૂઈ ગયો. છેલ્લા સંગ્રામમાં પણ એ રોમનોને હાથ ઘસતા રાખી છટકી ગયો.

હેનીબાલ એના જમાનાનો નહિ પણ સઘળા જમાનાનો એ એક મહાન સેનાપતિ છે. એવા પણ ઇતિહાસકારો છે જે એને સૌથી મહાન સેનાપતિ ગણે છે.

તે ગણે તોય એમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. એન્ટીઓકસના દરબારમાં સીપિયો એક વાર રાજપ્રકરણી કામને અંગે એલચી-મંડળમાં ગયેલો. હેનીબાલ પણ એ વખતે ત્યાં હતો. બંને પ્રતિસ્પર્ધીઓ મળ્યા ત્યારે સીપિયોએ પૂછ્યું: 'તમને મહાન સેનાપતિઓ કયા લાગે છે?'

હેનીબાલે કહ્યું: 'હું, એલેકઝાંડર ને સાયરસ.'

'ને એ ત્રણમાં પણ કોને પ્રથમ મૂકો?'

'એલેકઝાંડરને જ.'

'પછી?'

'મને.'

'તમે આમામાં હાર્યા તોપણ?'

'હું જીત્યો હોત તો મેં મને જ પ્રથમ મૂક્યો હોત.' હેનીબાલે હસીને કહ્યું.

વર્તમાન જમાનામાં બીજા બે જણ આ હારમાળામાં ઉમેરાયા છે. એક સીઝર ને બીજો નેપોલિયન. નેપોલિયનને તો વર્તમાન યુદ્ધવિદ્યાનો જનક કહેવામાં આવે છે ને આખા યુરોપને એણે થરથરાવ્યું હતું. પણ એના વિજયો પાછળ આખું ફ્રાંસ હતું. એ ફ્રાંસનો ચૂંટાયલો સરમુખત્યાર હતો ને સીઝર પાછળ પણ વર્ષોજૂની રોમન સેનેટ ને રોમન કાયદો હતો. એલેકઝાંડરને તો એના બાપે રાજ્ય, શિસ્તબંધ લશ્કર ને ભરપૂર ખજાનો એ ત્રણે આપ્યાં હતાં.

હેનીબાલનો માર્ગ આટલો સાફ નહોતો. રાજકુમાર કે ચૂંટાયેલા પ્રમુખ જેવો એને કશો કાયદેસર અધિકાર

ન હતો ને કાર્થેજ એને એક કોડીના પણ મદદ કરી શક્યું ન હતું. આ બધી ખોટ એણે કાં તો પોતાના વ્યક્તિત્વના બળે પૂરવાની હતી ને કાં તો લશ્કરની હાજી-હા ભણીને.

ને એમાં યે એના લશ્કરની રચના જોતાં તો આ ભય સોગણો ભારે હતો. કારણકે એનું લશ્કર ફ્રેંચોની જેમ સ્વતંત્રતા, સમાનતા ને બંધુતાની ભાવનાને જોરે આગળ ધસતું રાષ્ટ્રીય સૈન્ય ન હતું. એ બધા તો વિધવિધ દેશ ને વિધવિધ વેશના હતા. એમનો સહુનો મેળો મળ્યો હતો લૂંટવા માટે. હેનીબાલે કેવળ પોતાની અજોડ પ્રતિભાના બળે જ આ શંભુમેળાની સેનાને લશ્કરી કીર્તિ, લશ્કરી ગૌરવ ને લશ્કરી શિસ્તના પ્રવાહમાં વાળ્યા. એણે સત્તર સત્તર વર્ષ સુધી એ બધાને અહીંથી તહીં રગડાવ્યા. આકરામાં આકરા વ્યૂહોની અગ્નિ-પરીક્ષામાં હોમ્યા. છતાં ય એમનો માનીતો સેનાપતિ રહ્યો. આલ્પ્સની અવિશ્રાંત ને અપૂર્વ કૂચમાં એક પણ ફરિયાદ, એક પણ કચવાટનો સૂર ઊઠ્યાનું એના વિરોધી ઇતિહાસકારો પણ નોંધી નથી શક્યા. એલેક્ઝાંડર, નેપોલિયન કે સીઝર એકે એની જગ્યાએ હોત તો આ ન કરી શક્યા હોત. ઇતિહાસ એ ત્રણેને ગમે તે આસને બેસાડે પણ આ સિંહાસનેથી એને નહિ ખસેડી શકે.

એલેક્ઝાંડરની યશોગાથા ગાનાર એને મળ્યા છે. સીઝરે તો એની વિજયકથા જાતે જ લખી છે; નેપોલિયનને આકાશે ચડાવનાર એબટ સાંપડ્યો છે. પણ

હેનીબાલનું ચિત્ર આપણને ફક્ત એના દુશ્મનો મારફત જ મળ્યું છે. ભલે એ બધા ભેગા મળીને એના શાણપણને દુસ્સાહ, યુદ્ધને પરિણામે કરવી પડતી કડકાઇ ને ક્રૂરતા તરીકે વર્ણવે. તોપણ આ પ્રચંડ પ્રતિભાને તેઓ નહિ ઉવેખી શકે—કદાચ થોડીક વિરૂપ કરી શકે. ઉત્તંગ પહાડને વાદળાંઓ ભલે ચારે બાજુથી ઘેરી વળે પણ એના શિખરને નહિ લગી શકે.

## વાર્તા ૭ મી

( કાર્થેજ પર હળ ફરે છે )

કેટલાક માણસો એટલા હલકા હોય છે કે એમને દુશ્મનને નમાવવાથી જ શાતા નથી વળતી; એ તો દુશ્મન જ્યારે સમૂળ નાશ પામે છે ત્યારે જ તૃપ્ત થાય છે. રોમમાં એવી હલકાઈનો જન્મ થઈ ચૂક્યો હતો. ને એનો પ્રતિનિધિ હતો કેટો. કેટો જાણવા જેવી વ્યક્તિ હતી. મોટો જમીનદાર હતો, પૈસાનો તૂટો ન હતો; પણ પહેરવાનાં કપડાં તો ઉસડિયા જેવાં, ખાવાનું તો સાવ સુક્કું ને કસ વગરનું; ને મહેનત તો ત્રણ ગધેડા જેટલી. સાદાઈનો એ ચાહક હતો તે તો ઠીક. પણ સુખ ને સુંદરતાનો એ કટ્ટો વેરી હતો. એની હાજરીમાં કોઈ હસ્યું તો મૂઓ જ પડ્યો, કારણકે રોમમાં એ સેન્સર હતો. સેન્સરનું કામ કોઈ રોમન કુલપરંપરાથી ખસતો જણાય તો સજા કરવાનું હતું. કેટલી ય રોમન સ્ત્રીઓને સુંદર વસ્ત્રો ને ઘરેણાં પહેરવા માટે થઈને એણે દંડ કર્યા હતા. કોઈનું સુખ જાણે એ ભાળી શકતો નહોતો.

એકવાર એ કાર્થેજ ગયેલો. કાર્થેજ પર જે ભારે દંડ નખાયો હતો તે ઉપરથી એની કલ્પના એવી હતી કે કાર્થેજ તો સાવ વેરાન ને પાયમાલ થઈ ગયું હશે.

એણે કાર્થેજમાં નૌકાસૈન્ય ને લશ્કર જોયું, બગીચા જોયા, હવેલીઓ જોઈ, હાથ-કસબનાં કારખાનાં ને શાહુ-સોદાગરોની વણઝારો જોઈ. એ જોઈને એ બળી ઊઠ્યો. તે દિવસથી એણે સેનેટમાં પોતાના ભાષણોની સમાપ્તિ એક જ વાકયથી કરવા માંડી: 'કાર્થેજનો નાશ થવો જોઈએ.' ગમે તે વિષય હોય ને ગમે તે પ્રસંગ હોય પણ કેટો ઉપસંહારમાં શું બોલશે તે એકેએક રોમન જાણતો. કોઈ રડ્યા-ખડ્યા આનો વિરોધ કરતા. પણ આખરે કેટો જીત્યો; કાર્થેજનું ભાવિ નક્કી થઈ ગયું.

બહાનું ગોતી કાઢ્યું. બીજા વિગ્રહને અંતે જે સુલેહ થઈ તેમાં એક શરત એવી હતી કે કાર્થેજે રોમની સંમતિ સિવાય કોઈની જોડે યુદ્ધ કરવું નહિ તથા ન્યુમીડીઆને સ્વતંત્ર રાજ્ય ગણવું. હવે ન્યુમીડીઆના રાજાને ઉપલી શરત ફાવતી મળી ગઈ. એ જયારે ને ત્યારે કાર્થેજની હદમાં ઘૂસી જાય. બે-ચાર ગામડાં લે, એક-બે કિલ્લા તોડી પાડે, કાર્થેજના વેપારીઓના કાફલા લૂંટી લે. પણ કાર્થેજ એને સીધું કશું ન કરી શકે. રોમને લખે, રોમ તપાસ કરે; પંચ નિમાય-એ ન્યુમીડીઆના પક્ષમાં ચુકાદો આપે ને પાછું એમ ને એમ ચાલ્યા કરે. પચાસ વર્ષ આમ ને આમ ચાલ્યું. કાર્થેજે સબૂરી રાખી-ઝગડાને ટાળ્યા કર્યો. પણ છેવટે સેનેટના જહાલ પક્ષના થોડાક સભ્યોએ ન્યુમીડીઆના હલ્લાખોરોને એકવાર સપડાવ્યા ને કેટલાકને મારી નાખ્યા.

રોમને આ જ જોઈતું હતું. એણે તરત જ કાર્થેજે

સુલેહભંગ કર્યો છે એમ કહીને લડાઈ જાહેર કરી ને લશ્કરને રવાના કર્યું. સેનેટે તરત જ એલચીઓને મોકલી પરિસ્થિતિ સમજાવી. સેનેટની ઉપરવટ જઈ ન્યુમીડીઆ સામે લડનારા પક્ષના સભ્યોને મોતની સજા કરી. પણ રોમે એ કાંઈ સાંભળ્યું જ નહિ. નેવું હજાર માણસોનું સૈન્ય ઉતાર્યું. એ ઊતરનારામાં એક હતો સીપિયોનો પૌત્ર–નાનો સીપિયો.

કાર્થેજિયનો પાસે નહોતાં વહાણો કે નહોતી સેના, નહોતો ધાન્યસંગ્રહ. એમના જુવાન લડવૈયા તો ન્યુ-મીડીઆ સાથે ઝગડામાં જ વેતરાઈ ગયા હતા. રોમન સેના તો કાર્થેજથી માત્ર આઠ જ માઇલ દૂર આવી પહોંચી હતી. કાર્થેજિયનો રોમન સેનાપતિને શરણે ગયા ને શરણા-ગતિની શરતો માગી. સેનેટે કહ્યું: 'કાર્થેજને બચાવવું હોય તો ઉમરાવોના ત્રણસો બાળકોને સીસીલીમાં બાન તરીકે મોકલો ને વધુ હુકમો માટે સેનાપતિને મળો તો આફ્રિકામાં એમનો જે તે મુલક રહેવા દેવામાં આવશે.'

'વધુ હુકમો'ના ગર્ભમાં શું પડ્યું હતું તે સમજ્યા વગર, રોમના ઔદાર્ય પર ભરોસો રાખીને કાર્થેજિયન સેનેટે હુકમ માથે ચઢાવ્યો.

બીજે દિવસે પ્રભાતના પહોરમાં કાર્થેજના બારામાં એક રોમન વહાણ બાનને લઈ જવા ઊભું હતું. ચૌદ વર્ષના સુકુમાર કિશોરોને એમનાં માબાપો, ને અસંખ્ય સ્ત્રીઓ વળાવા આવી હતી. સૌની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં; કેટલાક બાળકો તો માને છેડે વળગીને

ઊભા હતા, કેટલીક માતાઓ પોતાના બાળકોને જકડીને ઊભી હતી. વહાણ ઊપડવાનું નિશાન થયું. સેનેટરો આવ્યા. કોઈ માતાને સમજાવી, કોઈ બાળકને છાનું રાખ્યું, ને કોઈને હિંમત આપી ને બાળકો વહાણ પર ચડાવ્યા. વહાણ ચાલ્યું. હૈયું ચીરી નાખતું આક્રંદ સંભળાયું. ઇતિહાસ કહે છે: કેટલીક માતાઓ બેભાન થઈ હતી. કેટલીકે દરિયામાં પડી, વહાણની પાછળ જઈ દોરડાં પકડી રાખ્યાં. સૂરજ એ કેમ જોઈ શક્યો હશે?

*

વધુ હુકમો માટે સેનેટના દૂતો રોમન સેનાપતિના તંબૂમાં ગયા.

સેનાપતિએ કહ્યું: 'કાર્થેજમાં જેટલાં હથિયાર ને દારૂગોળો હોય તે સોંપી દો. નગરજનોને નિ:શસ્ત્ર કરો.'

એલચીઓ બાઘાની જેમ જોઈ રહ્યા. પહેલાં તો એ સમજી ન શક્યા.

'તમે કહો છો કે તમારે રોમ તથા બીજા સાથે સુલેહ–શાંતિથી રહેવું છે. તો પછી તમારે હથિયારની જરૂર શી છે?' રોમન સેનાપતિએ કહ્યું ને ઉમેર્યું: 'હથિયારો નથી છોડવા માગતા એનો અર્થ એ છે કે તમારા મનમાં હજુ મેલી રમત છે.'

સુલેહકારો પાસે કોઈ માર્ગ જ નહોતો. તે હુકમ પણ પાળ્યો.

કાર્થેજમાંથી બીજી સવારે શસ્ત્રસરંજામનાં ગાડાંની હેડો નીકળી–લંગારની લંગાર. બે લાખ તો એમાં

બખ્તરો હતાં. ને એટલી જ તલવારો, ભાલા ને અપરંપાર શસ્ત્રો. રોમન સેનાપતિના તંબૂ આગળ આવીને બધું ઠાલવી નાખ્યું. હવે આજ્ઞાઓ પૂરી થઈ હતી? કે કાંઈ નવી આજ્ઞા બાકી હતી?

રોમન સેનાપતિએ એમની આજ્ઞાધીનતા ને સુલેહ-ની આતુરતાની પ્રશંસા કરીને રોમન સેનેટે છેવટ બાકી રહેલી આજ્ઞા કરી: 'એમણે કાર્થેજ ખાલી કરીને ચાલ્યા જવાનું હતું. કારણકે કાર્થેજને ઉખેડી નાખી ત્યાં ખેતર કરવાનું હતું. કાર્થેજિયનોને દરિયાથી દસ માઈલ નજીક ન હોય તેવી કોઈ પણ બીજી જગ્યાએ વસવાની છૂટ હતી.'

આ શબ્દો સાંભળતાં જ કાર્થેજિયન એલચીઓ હતબુદ્ધિ થઈ ગયા. બોલવાની શુદ્ધ ગુમાવી બેઠા. આવડો મોટો દગો રમી શકાય? આવડી ભારે કૃતઘ્નતા આચરી શકાય? આવો અમાનુષી અન્યાય? પણ સામે અચલ ઊભેલ રોમન સેનાપતિને જોઈ વાત હસવાની નહોતી. આ આજ્ઞા સાચી અને અફર હતી એ જાણતાં જ કેટલાક એના પગમાં પડી ગયા, દયા માગવા લાગ્યા, કરગરવા લાગ્યા. બીજાઓએ પોતાનાં લૂગડાં ચીરી નાખ્યાં, કપાળ કૂટયાં, દેવોની સહાય માગી. બીજા વળી રોમન સેનેટ પર ફિટકાર વરસાવવા લાગ્યા. બધું એળે ગયું ત્યારે છેવટ સેનેટ પાસે દયા માગવા જવા દેવાની રજા માગી.

સેનાપતિએ ડોકું ધુણાવી કહ્યું: 'નકામું છે–સેનેટની જ આ આજ્ઞા છે.'

ક્રોધ, શોક, અપમાન, લજ્જાના ભારે દબાયેલા એ

બધા પાછા ફર્યા ત્યારે સૌના મનમાં એક જ વાત રમતી હતી: 'કેમ કરીને આ સમાચાર લોકોને કહેશું? લોકો અમારું શું કરશે?' કેટલાક તો રસ્તા પરથી પાછા વળી બીજે ચાલ્યા ગયા.

લોકો તો આ વાત સાંભળીને ભાન જ ગુમાવી બેઠા. જેમણે બાન સોંપવાની ને હથિયારો સુપરત કરવાની સલાહ આપી હતી તે સેનેટરોના ચીરેચીરા કરી નાખ્યા. જે દૂતો મૂંગા મોંએ આ આજ્ઞા સાંભળી પાછા આવ્યા હતા તેમને શેરીઓમાં ઘસડ્યા. જેટલા ઈટાલિયનો ભાળ્યા તેટલાને પાણે ને પાણે ટીચી નાખ્યા.

સેનેટે તે જ દિવસે શરણે જવાને બદલે યુદ્ધે ચડી ખપી જવાનો નિશ્ચય કર્યો. હેસ્ડ્રુબલને સેનાપતિ નીમ્યો; ને આખા શહેરને ઘેરાની સ્થિતિમાં મૂકી દીધું. જેટલા ગુલામો હતા તેમને સ્વતંત્ર કરી દીધા. દેવળો, રંગભૂમિઓ, વેપારીનાં ગોદામો બધાં હથિયાર બનાવનારાં કારખાનાં બની ગયાં. કમારેથી, કબાટેથી, ખૂણેથી, ખાંચરેથી જ્યાંથી મળ્યું ત્યાંથી લોઢું એકઠું કરવા માંડ્યું. સાંજ પડચે ત્રણ હજાર તલવારો તૈયાર થવા માંડી.

સ્ત્રીઓએ ધનુષ્યની દોરી કરવા માટે પોતાના લાંબા ચોટલા કાપી આપ્યા. હેનીબાલની જેમ જ કાર્થેજ મરશે પણ તાબે નહિ થાય તેવો નિશ્ચય કર્યો.

રોમન સેનાને આની કલ્પના જ નહોતી. એ તો આરામથી છાવણીમાં પડી હતી. એમને કાર્થેજમાં પેસવાની ઉતાવળ નહોતી. જે દી જશું તે દિવસે દરવાજા

ઉઘાડા જ છે ને ! હજુ કાર્થેજિયનો એમની ઘરવખરી તો સારી લે ! ને એમની પાસે વેંતનું ચપ્પુ પણ ક્યાં રહેવા દીધું છે !

પણ સેના જ્યારે શહેર પાસે આવી ત્યાં તો બાણુનો વરસાદ વરસ્યો કિલ્લા પર બખ્તરધારી અસંખ્ય સ્ત્રી-પુરુષો દેખાયાં. થોડી વારમાં ગોફણો ને જતરડામાંથી પાણાનો વરસાદ શરૂ થયો. રોમન સેના પાછી ભાગી. કાર્થેજિયનો દગો રમ્યા હતા ?

કાર્થેજ એક નાના દ્વિપકલ્પ પર હતું. જમીનને સાંધનારી એક જ પટ્ટી હતી. એ રસ્તે જ કાર્થેજનો બહારની દુનિયા સાથે સંબંધ સચવાતો હતો. રોમન સેનાએ એ પટ્ટીના છેડા પર જ કિલ્લેબંધી કરી. એમણે ધાર્યું કે બે મહિનામાં પતી જશે. લડશે શેનાથી ? ખાશે શું ? પણ બે મહિનાને બદલે બે વર્ષનાં વહાણાં વાયાં. પણ કાર્થેજના વિશાળ કિલ્લાની એક કાંકરી પણ ખસી નહોતી. કારણકે કાર્થેજનું બંદર તો હજુ ચાલતું જ હતું. સેનેટ પણ હવે અધીરી થઈ. આમાં રોમની પ્રતિષ્ઠાની હાની હતી. એણે સેનાપતિ બદલી નાખ્યો. નવો સેનાપતિ હતો સીપિયો–હેનીબાલને જીતનાર સીપિયોનો પૌત્ર. એણે જોયું કે જ્યાં સુધી બંદર બંધ ન થાય ત્યાં સુધી કાર્થેજ જીતવું અશક્ય હતું ને બંદર જીતવામાં કાંઈ તલવારની જરૂર નહોતી. એણે આવીને બધા સૈનિકોને કોદાળી–પાવડા પકડાવ્યા. ખાડી બૂરવાનું શરૂ કર્યું. કાર્થેજિયનો કિલ્લા પર ઊભા ઊભા દરિયો બૂરવાના

પ્રયત્નને હસતા હતા. દસ-વીશ દિવસ જતાં એમનું હાસ્ય સુકાઈ ગયું. ખાડી કદાચ બૂરી ય નાખે તો ? આ બારામાંનાં વહાણો તો ગયાં. નવાં વહાણોનું શું ? અનાજનું શું ? એમણે બીજો જ પ્રયત્ન આદર્યો. સીપિયોને એની ગંધ પણ આવવા દીધા સિવાય તેમણે જમીનની એક બીજી જ પટ્ટી ખોદવા માંડી. દરિયા તરફ મોટી નહેર ખોદાતી હતી. ઘર પરની વંજી, વળીઓ, બારણાં-બારી ઉતારીને એનાં વહાણો બનાવ્યાં હતાં. સીપિયોનું સૈન્ય દરિયો બૂરતું હતું. કાર્થેજિયન પ્રજા દરિયાનું મોં ઉઘાડતી હતી. એક બાજુ બારું પુરાઈ ગયું, વહાણો સલવાઈ ગયાં ને બીજી બાજુએ નવું બારું ખૂલ્યું. નવાં પચાસ વહાણોનો કાફલો દેખાયો. સીપિયો ઘડીભર સડક થઈ ગયો પણ તરત જ સાવધ થઈને રોમન કાફલાને હુમલો કરવા આજ્ઞા કરી. એમાં કાર્થેજિયનોનાં જૂનાં-ખોખરાં પાટિયાંનાં બનેલાં વહાણો ઝીક ન ઝીલી શક્યાં. સીપિયોએ એનો ખુરદો કાઢી ફેરી નવા બારાને બુરાવી દીધું. આમાં ત્રીજું વર્ષ પૂરું થવા આવ્યું.

બારું પુરાયા પછી સીપિયોએ કિલ્લા પર હુમલો શરૂ કર્યો. કિલ્લો તૂટ્યો, રોમન સૈન્ય પાણીના પૂરની પેઠે અંદર પેઠું. પણ કાર્થેજના રાજમાર્ગો, ગલીઓ ને શેરીઓમાં કાર્થેજિયન નાગરિકો જે હાથમાં આવ્યું તે લઈને લડ્યા. બચેલું સૈન્ય કિલ્લામાં ભરાયું. સાંકડી શેરીઓમાં ઊંચી ઊંચી મેડીઓ પરથી રોમન સૈનિકો પર લાકડાં, લોઢાં, પત્થરનો વરસાદ વરસાવ્યો. સીપિયોએ જોયું કે

આમ તો રોમન સૈન્ય ખલાસ થઈ જશે. એણે રાજમાર્ગ પરનાં મકાનો કબજે કરવા માંડ્યાં ને એક મકાન ને બીજા મકાન પર પાટિયાં મૂકી–આખું લશ્કર નીચે શેરીઓમાં નહિ પણ ઉપર જ ચાલીને મધ્ય દુર્ગ સુધી પહોંચે તેવો વ્યૂહ ગોઠવ્યો, ને પસાર કરેલાં મકાનોને દારૂગોળાથી ઉડાડી નાખ્યાં. આ રીતે પણ શહેરના મધ્ય ભાગમાં પહોંચતાં એને સાત દિવસ થયા. કિલ્લામાં ભરાયલા લશ્કરે જ્યારે આખું શહેર સળગી ગયેલું જોયું ત્યારે તે હામ ખોઈને શરણે આવ્યું. પચાસ હજાર ભૂખ્યા–ચીંથરેહાલ સ્ત્રી–પુરુષો દરવાજામાંથી નીકળ્યાં. સેનાપતિ હેસ્ડ્રુબલ તો એનાં સ્ત્રી–બાળકો ને ત્રણસો સાગરીતો સાથે ઊંચી ટેકરી પરના દેવીના મંદિરમાં ભરાઈ બેઠો. સીપિયોએ એને ઘેરો ઘાલી ભૂખે માર્યા. છેવટ એક દિવસ સાંજે ધોળી ધજા લઈને તે મંદિરમાંથી ઊતર્યો. સીપિયોના પગમાં પડ્યો. પણ એની સ્ત્રી બહાર ન નીકળી. મંદિરના કોટ પર ઊભા રહી એના ધણી પર થૂંકી. ‘દેશ આખાને હોમી શરણે જનાર કંગાલ જીવડા! હજાર લ્યાનત હજો તને.’ પછી સીપિયોને કહે: ‘તારી પાસેથી હું કાંઈ નથી માગતી. તેં તો બધા જીતેલા કરે છે તેમ કર્યું છે. પણ હું કાર્થેજના દેવતાઓની પાસે માગું છું કે પોતાનું ગામ, પોતાની સ્ત્રી ને બાળકોને તજી, દુશ્મનના પક્ષમાં જનાર આ અધમને સજા કરતી વખતે જરા ય રહેમ ન બતાવે.’ કહી એણે મંદિરને આગ મૂકી ને ત્રણે બાળકોને લઈ એ ભભૂકતી જ્વાળામાં કૂદી પડી.

ને સીપિયો ચારે બાજુ સળગતા કાર્થેજ તરફ જોઈ રહ્યો. સાત લાખની વસ્તીવાળા એ નગર પર હળ ફેરવતી વખતે એનો સાતસો વર્ષનો ઇતિહાસ આંખ આગળ તરવા લાગ્યો. એના હાથી, એની નૌકાઓ, એના અંજીર ને શેતુરના બગીચાઓ, એનું અટંકી ખમીર–એનો જ્વલંત પુરુષાર્થ એ બધાં પર જાણે એ હળ ફેરવતો હતો. એને આવી જ એક બીજી નગરી ટ્રોયનો વિનાશ યાદ આવ્યો.

રોમનું પણ શું આવું જ થશે ? એની આંખમાંથી આંસુ સરી પડ્યાં.

## વાર્તા ૮ મી

### ( બે હીરા )

હેનીબાલના સમોવડિયા સીપિયોને એક કન્યા હતી: કોર્નેલિયા. કોર્નેલિયા એના પિતાને એક યુદ્ધમાં બચાવનાર સામાન્ય સિપાઈ ગ્રેકાઈના શૂરાતન પર મુગ્ધ બની પરણી હતી. સિપાઈ પાસે પૈસા ન હતા પણ પાણી હતું. આપબળે આગળ આવ્યો ને ધીમે ધીમે સૌને પ્રિય થઈ પડ્યો. કોર્નેલિયાને એનાથી બે દીકરા થયા. એક ટાઇબીરિયસ ગ્રેકાઈ ને બીજો કાયસ ગ્રેકાઈ. બીજા છોકરાના જન્મ પછી કોર્નેલિયા વિધવા થઈ. કોર્નેલિયાની ખ્યાતિ સાંભળી ઇજિપ્તના રાજાએ એને પોતાની રાણી થવાનું કહેણ મોકલ્યું પણ કોર્નેલિયાએ ના કહેવડાવી. એણે તો આ બંને બાળકોની ઉછેરને જ પોતાનું ચરમલક્ષ્ય બનાવ્યું હતું. એ એમને રોમની પ્રાચીન પરંપરાના વારસ બનાવવા ધારતી હતી. એ કહેતી: ' લોકો આજે મને હેનીબાલ-જેતા સીપિયોની દીકરી તરીકે ઓળખે છે પણ ભવિષ્યમાં ગ્રેકાઈ માતા તરીકે ઓળખશે. '

કહે છે કે એકવાર એક જૂની ઉમરાવ બહેનપણી એને મળવા આવેલી; સ્ત્રીઓ ઘણી વાર કરે છે તેમ એ પોતાનાં ઘરેણાં-ગાંઠાની વાતો કોર્નેલિયાને કરવા માંડી.

પછી કોર્નેલિયાને કહે: 'તમારી પાસે કેટલુંક ઝવેરાત છે? તમે સીપિયોનાં દીકરી એટલે ઝવેરાત તો કેવું ય હશે?'

કોર્નેલિયા કહે: 'મારી પાસે તો બે હીરા છે. કહો તો બતાવું.' પેલી ઉમરાવજાદીને અંદરના ખંડમાં લઈ જઈને ખાટલા પર સુવાડેલ ટાઈબીરિયસ ને કાયસને બતાવી કહે: 'આ મારા બે અમૂલ હીરા. બીજાનો મને લોભ નથી.' આવી આવી આશાઓ એણે પોતાના દીકરાઓ પર બાંધી હતી. ને એ એળે ન ગઈ.

ટાઈબીરિયસને જુવાની ફૂટી ત્યારે કાર્થેજનો નાશ થઈ ચૂક્યો હતો. રોમન સૈન્યો સ્પેનના રહ્યાસહ્યા ખૂણાનો કબજો લેતા હતા. પણ કાર્થેજ સાથેના સો વર્ષના વિગ્રહે રોમન સમાજની શિકલ પલટાવી નાખી હતી. એનું કલેવર ને આત્મા બંને બદલાઈ ગયાં હતાં. સ્પેન, સીસીલી, કાર્થેજ, એપુલિયાની લૂંટ ઈટાલીમાં ઠલવાઈ હતી. પણ રોમના મોટા ભાગના પ્લેબિયનો ને એના ઈટાલિયન સાગરીતો એક સદી પહેલાં હતા તે કરતાં ય નિર્ધન, કંગાલ ને આશરા વિનાના બની ગયા હતા. લાગે છે વિચિત્ર ને વિરોધી; પણ લડાઈની એ જ ખૂબી છે કે એ ધનવાનને વધારે ધનવાન ને નિર્ધનને વધારે નિર્ધન કરે છે. સત્તાવાળાના હાથમાં વિશેષ સત્તા મૂકે છે ને અસહાયને વધારે અસહાય બનાવે છે. કાર્થેજ સાથેના મહાવિગ્રહે પણ રોમન ધનિકો—પેટ્રીશ્યનો ને સેનેટના હાથમાં પાર વગરનું ધન ને સત્તા મૂક્યાં હતાં. વિગ્રહ પહેલાનું પ્રજારાજ્ય તરફ જતું રોમ સામ્રાજ્ય-

વાદી-એકચક્રી રાજ્ય-સત્તાવાળું બની ગયું હતું.

આ અહંભાવી ને એકચક્રી રાજ્યસત્તાને ઊગતાં જ દાબવાનો પ્રયત્ન કરનારને પ્રયત્ન કરતાં ચિર-પથારીએ સૂનાર બે ભાઈઓ તે ગ્રેકાઈ બંધુઓ-એના કરતાં વધારે બહાદુર, વધારે દીર્ઘદર્શી ને સમયસૂચક રોમનો થયા છે, પણ દરિદ્ર લોકો માટે એમના કરતાં વધારે દાઝવાળા રોમનો પાક્યા નથી.

કાર્થેજ સાથેના બીજા વિગ્રહના અંત પહેલાં રોમન સમાજની કરોડ હતો રોમન ખેડૂત. આજે જે જાતનાં શહેરો આપણે જોઈએ છીએ તેવું રોમ પહેલાં ન હતું. તે વખતનાં શહેરોના કિલ્લાની આજુબાજુ ગાઉઓ સુધી ખેતરો પથરાયલાં હતાં ને ખેતરોમાં થોડે દૂર આ રોમન ખેડૂતો રહેતા. તે બધા કોઈ ઉત્સવ ને સભાને પ્રસંગે રોમમાં આવતાં; બાકીનો સમય તો ખેતરો પર જ ગાળતા. કાયમ શહેરમાં વસનાર તો થોડા રોમન પેટ્રીશ્યન અમીરો ને પરચૂરણ કારીગરો જ. ઘણી વાર તો સેનેટના સભ્યો, લોક-ન્યાયાધીશ ટ્રીબ્યુનો પણ-પોતાના ખેતર પર કામ કરતા. સરમુખત્યાર કવેંટીલસને સેનેટના પ્રતિનિધિ બોલાવવા ગયા ત્યારે તે ઘૂંટણ સુધીના કાદવમાં કામ કરતો હતો. ખેતી એ સંસ્કારી માણસ માટે આદરવાળો ધંધો ગણાતો. એટલે મોટા ભાગના રોમનો પોતાના ખેતરો પર ઊંચું માથું રાખીને જીવતા, પ્રસંગ પડ્યે રાજ્ય-કારભારમાં ભાગ લેતા; લશ્કરના સરદાર કે સેનાપતિ પણ કામ પતતાં એ સેનાપતિનો ગણવેશ સેનેટમાં જ મૂકી પાછા પોતાના

ખેતર ઉપર લાગી જતા. એમને મન ધરતીની ખેડ ને ફસલની લણણી, ઢોરની માવજત સિવાયની આ બધી આળપંપાળ હતી. બહારના આક્રમણને પરિણામે એમની જમીન ઢોર-ઢાંખર સલામત ન લાગે ત્યારે જ એ આળ-પંપાળમાં પડવાનું પસંદ કરતો. સ્વતંત્રપણે એ બધી ખટપટો, પક્ષાપક્ષી ને સત્તાની હુંસાતુંસીમાં એ વર્ગને રસ ન હતો. બીજા કાર્થેજ વિગ્રહ સુધી સ્થાયી લશ્કર જેવું રોમમાં ન હતું. દરેક ખેડૂત કુટુંબે પ્રસંગ પડયે એક જણને લશ્કરમાં મોકલવાનો જ હતો ને એક વર્ષને અંતે એ ઘેર પાછો આવી શકતો. સેનાપતિઓ ને નાય-કોની પણ આ ખેડુ કુલોમાંથી પસંદગી થતી એટલે એ વર્ગ કોઈથી દબાય તેવો ન હતો. એનું પોતાનું રક્ષણ કરે તેવા સૈનિકો ને નાયકો એના જ વર્ગમાંથી મળી રહે તેવા હતા. આ બળનું ચલણ જ્યાં સુધી રહ્યું ત્યાં સુધી-ના કાળને રોમન ઇતિહાસમાં સોનેરી કાળ કહ્યો છે. એક પ્રકારનું ખરછટ પણ પ્રજાતંત્ર ત્યારે હતું. કાર્થેજ સાથે-ના આ વિગ્રહે આ વર્ગને પાયમાલ કરી નાખ્યો ને એક નવા બળને જન્મ આપ્યો તે લશ્કર. ને લશ્કર જ રોમન પ્રજાસત્તાને છેવટ ખાઈ ગયું.

હેનીબાલ સાથેના વિગ્રહ દરમિયાન એક તો મુલક આખો વેરાન થઈ ગયો હતો, પાકની સલામતી હતી નહિ, એથી ઉપરાઉપર વર્ષો સુધી ખેતી થઈ શકતી નહિ, બીજી બાજુ ખેડુ-કુટુંબના જુવાન દીકરાઓ ને અનુભવી આધેડોની લશ્કરમાં ભરતી થયા જ કરી. પહેલાંની નાની

નાની લડાઈઓમાં દર વર્ષે ચોમાસા પહેલાં જેમ પાછા ચાલ્યા આવી શકતા તેમ આ વખતે બની શક્યું નહિ. વર્ષો સુધી ભરતી થયેલા છૂટા ન થઈ શકવાના પરિણામે સેનેટે એને પગારદાર ખડી ફોજ બનાવી દીધી. હવે એમને જમીન સાથે, ખેતીના વિકાસ સાથે કાંઈ રસ ન રહ્યો— એમને તો લડાઈ દરમિયાન મળતી લૂંટ સાથે જ સંબંધ બંધાયો. ત્રીજું આ દરમિયાન રોમ શહેરના તેમજ લશ્કરના માટે સેનેટે તાબાના મુલકો—સીસીલી, ન્યુમીડીઆ, ઈજિપ્તમાંથી અનાજ લાવવા માંડ્યું. આ અનાજ અધૂરામાં પૂરું સસ્તું હતું. પરિણામે રોમન ખેડૂતોનો દાળોવાટો નીકળી ગયો. એમનો જીવન-વ્યવહાર ભાંગીને ભૂકો થઈ ગયો. ખેતી ચાલુ રાખવી એ એમને માટે અશક્ય હતું. હજારો એકર જમીન પડતર રહેવા માંડી કે શ્રીમંતોના હાથમાં જવા માંડી.

લડાઈએ લશ્કરની જોડાજોડ એક બીજા વર્ગને પણ જન્મ આપ્યો હતો ને તે કંટ્રાકટરો—શ્રીમંતોનો. આ કંટ્રાકટરો લડાઈને લગતા રહેઠાણના, ખાવા-પીવાના, સરસામાનના કંટ્રાકટો લેતા. અરે જિતાયલા મુલકની મહેસૂલના ઈજારાઓ પણ લેતા, ગુલામો પૂરા પાડવાના કંટ્રાકટો લેતા. એ કંટ્રાકટરો ને પેટ્રીશ્યન અમીરો આ વિગ્રહ પછી ફુલફુલાં થઈ પડ્યા.

જિતાયલા મુલકની ઘણી ખરી જમીન આવાઓના હાથમાં જતી. રોમ ને ઈટાલીની જમીનો પણ ખેડૂતોના હાથમાંથી છૂટી આ ઉમરાવો ને ધનિકોના હાથમાં જતી.

એક માણુસે ત્રણુસો વીઘાં જ જમીન રાખવાના લીસિ-યનના જે કાયદાને કેમીલસે સંજૂરી આપી હતી તે તો ક્યાં યે વિસરાઈ ગયો હતો. ઈટાલીનાં હજારો એકરોનાં ખેતરો બીડ બની ગયાં હતા ને એમાં શ્રીમંતોના ગુલામો ઘેટાં–બકરાં ચારતાં. અથવા તો સ્વતંત્ર ખેડૂતોને બદલે અનેક પ્રદેશોમાંથી ખેંચી આણેલ ગુલામો જ ખેતરમાં કામ કરતા દેખાતા. રોમ આવા ગુલામોથી ઊભરાતું હતું. કાર્થેજમાંથી પચાસ હજાર ગુલામો આવ્યા હતા. હની-બાલને મદદ કરનાર શહેરોમાંથી દોઢ લાખ ગુલામો આવ્યા હતા; ડેલોસમાં દરરોજ દસ હજાર ગુલામોની લેવડદેવડ થતી. આ ગુલામોને કશા અધિકાર ન હતા. કોર્ટમાં એમનાં નામ પણ નહોતાં નોંધાતાં, એમના માલિકના નામથી જ બધો વ્યવહાર ચાલતો. એમને મારવા–પીટવા વેચવા કે વહેંચવાની છૂટ હતી. આજે આપણને ઘરડી ગાય કે ઊતરી ગયેલ ઘોડાને વેચી નાખતાં વિચાર થાય છે; પણ રોમન રાજનીતિજ્ઞ કેટોનું તો સૂત્ર જ હતું: ‘ઘરડા ગુલામોને વેચી નાખો તો જ જુવાન ગુલામોનું ખર્ચ નીકળશે.’ બાવડા પર ડામ, પગમાં બેડી સાથે ખેતરમાં કામ કરતા ગુલામોની ટોળીઓ ટાઈબીરિયસ ગ્રેકાઈએ નાનપણથી જ જોઈ હતી ને ત્યારે દરવખતે એ કાર્નેલિયાને પૂછતો: ‘અહીંના સ્વાધીન ખેડૂતો ક્યાં ગયા?’

જમીન ખોઈ બેઠેલા આ ખેડૂતો બધા રોમ ભેગા થઈ ગયા હતા. જુવાન ઊછળતા લોહીવાળા બધા લશ્કર-માં ભળતા ને બાકીના બધા રોમની શેરીઓમાં ભટકતા.

રોમન સેનેટે આવા બધા રોમનોને ઓછે ભાવે અથવા મફત અનાજ આપવાનું ઠરાવ્યું હતું. એટલે એને ખાવા-પીવાની બહુ ચિંતા નહોતી. એટલું જ નહિ પણ રાજકીય ખટપટમાં એમના મતની કિંમત વધી હતી. આગળ ઉલાળ નહિ તેમ પાછળ ધરાળ નહિ એવા આ વર્ગના મતો 'જિસકે તડમેં લડ્ડુ ઉસકે તડમેં હમ' એ હિસાબે વહેંચાતા મત છૂટથી વેચાવાનું એક પરિણામ રાજકીય ખટપટ ને દગાબાજી હતું. ટાઈબીરિયસને મન આ બધાનું મૂળ મહેનતુ, સ્વસંતોષી, ઠરેલ પ્રકૃતિના ખેડૂતવર્ગનો નાશ થયો છે એ હતું. જમીન સાથે સંબંધ વગરના લશ્કરને એક જ વ્યવસાય હતો ને તે એક પછી એક મુલકો લૂંટવા ને જીતવાનો. મારફાડ એ એમની સહજ પ્રકૃતિ હતી. ને બીજો વર્ગ હતો કંટ્રાક્ટરોનો. જેનું પણ લશ્કરી ધંધા સાથે જ પોતાનું હિત સંકળાયું હતું. આ બંને વર્ગ ધારે ત્યારે આ અધભૂખ્યા–ધંધા વગરના છતાં મતાધિકાર અને મહેનત કરવાની ટેવ ભૂલી સ્ટેટે આપેલ ડોલ પર નભતાં લાખેક રોમનોને ગમે તેમ વાપરતા. આમ રહે તો રોમન પ્રજાતંત્ર કેટલા દિવસ ટકે?

ટાઈબીરિયસ ૨૮ વર્ષની ઉંમરે ટ્રીબ્યુન ચૂંટાયો. ઉંમર નાની હતી પણ એણે કાર્નેલિયાનું દૂધ પીધું હતું. સ્પેનમાં લડાઈનો અનુભવ લીધો હતો, સીસીલીના ગુલામોનું બંડ ભાળ્યું હતું, વેરાન ઈટાલિયન ખેતરો ને બેહાલ રોમના ખેડૂતો જોયા હતા. ને એનો ઉપાય એણે ફરી આ મૂઠીભર ઉમરાવો પાસેથી લઈને ખેડૂતોને પાછી આપવામાં જોયો હતો.

એણે અધિકાર આવતાં વેંત જ એક બિલ રજૂ કર્યું. જેને પરિણામે—

(૧) જેમની પાસે ત્રણુસો એકરથી વધારે જમીન હોય તેમની પાસેથી એ જમીન રાજ્યે લઈ લેવાની હતી. (૨) ને એ જમીન એમ ને એમ લઈ લેવાને બદલે જૂના ઉપભોગ કરનારને કાંઈક વળતર આપવાનું હતું. માત્ર એણે પોતે એ ઉપભોગ કાયદેસર રીતે કર્યો હતો તે સાબિત થવું જોઈએ. ઉમરાવો ને સેનેટરો આ વાતથી ખળભળી ઊઠ્યા. ખાસ તો એમને કાયદેસર હક્ક સિદ્ધ કરવાની વાત ખૂંચતી હતી. કારણકે દર લડાઈ ને અંતે જે જમીનનો કબજો રાજ્ય લેતું તેનો મોટો ભાગ આ અમીર સેનેટરો વર્ષોથી બથાવી પડ્યા હતા. શરૂઆતમાં તો નામનું ભાડું પણ એ જમીનનું અપાતું પણ વર્ષોથી તો એ વીઘોટી પણ આપવાનું બંધ થઈ ગયું હતું. એટલું જ નહિ પણ એ જમીન અઘાટ હોય તેમ તેના વેચાણલેવાણના કાંઈક સોદા પણ થઈ ગયા હતા. ઘણા લેનારાને પણ સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે આ જમીન તો રાજ્યની છે.

આને લીધે ટાઈબીરિયસના કાયદાએ કેવો મોટો ખળભળાટ મચાવ્યો હશે તે કલ્પી શકાય છે. પણ એનો સીધી રીતે કાંઈ વિરોધ થઈ શકે તેમ ન હતું, કારણકે ત્રણુસો વીઘાંથી વધારે જમીન કોઈ ન રાખી શકે તે વાત તો દોઢ સદી પહેલાં કેમીલસે જ ઠરાવી હતી. માત્ર એના અમલનો આગ્રહ કરનાર કોઈ નહોતું નીકળ્યું ને આટલી મોટી હદે અંધેર આ પહેલાં ફેલાયું નહોતું.

ટાઈબીરિયસ પણ આ કાયદો શાંતિથી પસાર થાય તેમ ઇચ્છતો હતો એટલે જ એણે વળતરની વાત આમાં મૂકી હતી. નહિતર આમ તો નેવું ટકા જમીન-માલિકો સામે તે અન્યાયી ભોગવટો કરવાનો આરોપ મૂકી શકાય તેમ હતું. પણ સેનેટ એમ સહેજે નમતું આપે તેમ ન હતું. એને માટે આ જાતે જ ગળા પર છૂરી મૂકવા જેવી આકરી તાવણી હતી; પણ ટાઈબીરિયસ તો એમની સામે જોયા સિવાય ગાભડાંની ગરીબ રોમન પ્રજામાં ઘૂમતો હતો. એના એ વખતે એટલે બે હજાર વર્ષ પહેલાં અપાયલાં વ્યાખ્યાનો આજે પણ એટલાં જ નવીન ને પ્રેરક લાગે છે. જાણે કાલ સવારે જ બોલાયાં હોય તેવાં. 'ઈટાલીના જંગલી જનાવરોને રહેવા માટે બખોલો ને ગુફાઓ છે પણ જે ઈટાલી માટે લડ્યા-કપાયા તેમને માટે ફક્ત ઊંચે આભ જ છે, નીચે ધરતી પણ જાણે આશરો નથી દેતી એટલે નાનાં નાનાં ગલુડાં લઈને એણે એક ઠેકાણે-થી બીજે ઠેકાણે ભટકવું પડે છે. નથી ઉપર છાપરું, નથી નીચે ગોદડી. અમીર-ઉમરાવો એમને પોતાનાં ઘરબાર, માલ-મિલકત ને વડવાની ધરતી માટે લડવાને ઉશ્કેરે એ મશ્કરી કરવા જેવું છે. કારણકે આ અસંખ્ય ગરીબોમાંના એકે જણની પાસે નથી ઘર, નથી મિલકત. વડવાને રક્ષવા જેવી કબરો પણ નથી. કારણકે એ ને એમના બાપદાદા તો આ શ્રીમંતોના અમનચમન માટે લડાઈમાં જાય છે ને ત્યાં જ ખપી જાય છે. એક મૂઠી જમીન ભોગવવાનું એમના ભાગ્યમાં આવતું નથી.'

આવાં સચ્ચાઈથી ભરપૂર ને વેધક વેણુની સામે ટકી શકે તેવું કોઈ બળ નહોતું. સેનેટના પાયા હલતા હતા. પણ એમનો આધાર હતો ટાઈબીરિયસના સાથીદાર ટ્રીબ્યુન પર. રોમમાં આ પ્રજા બે ટ્રીબ્યુન નીમતી. એકની મુદત એક વર્ષ માટેની હતી ને એક ટ્રીબ્યુન બીજાનો કાયદો અટકાવી શકતો. બંને સમાન સત્તાધારી ગણાતા. ટાઈબીરિયસનો સાથી ટ્રીબ્યુન એનો જૂનો મિત્ર હતો એટલે એની એને ચિંતા ન હતી. પણ અમીર લોકોએ જ્યારે જોયું કે મત તો ટાઈબીરિયસના કાયદાને જ વધારે મળશે ત્યારે એ ટ્રીબ્યુનને ફોડ્યા સિવાય બીજો રસ્તો ન રહ્યો. પહેલી વાર જ્યારે એ ગયો ત્યારે એણે ના પાડી; કારણ કે ટાઈબીરિયસ એનો મિત્ર હતો. પણ છેવટ શ્રીમંતોની અસરમાં એ અંજાયો ને ટાઈબીરિયસનો વિરોધ કરવાનું કબૂલ્યું.

સવાર પડ્યું. ફોરમમાં માણસો માતા ન હતા. સૌને નવાં ખેતરો, નવાં બીડ મળશે તેવી આશા હતી. એટલે સૌ હર્ષના પોકારો કરતા હતા. કેમ્પેનિયાના ડુંગરામાંથી, સેબાઈન ને ઇકવાઈનની ખીણોમાંથી ને મોટાં મેદાનોમાંથી ખેડૂતો ભાતભાતનાં વસ્ત્રો પહેરી રોમમાં ઊભરાણા હતા. એમના ઘવાયેલ ને ખોવાયેલ દીકરાઓના બલિદાનનો આજે બદલો મળવાનો હતો.

ગ્રેકાઈ ઊભો થયો. વ્યાખ્યાન લોકોએ વધાવી લીધું. પછી જેવો કાયદો લખનાર કારકુન આખો કાયદો મતદાન માટે મંજૂર કરવાની ભલામણ કરે ત્યાં બીજો ટ્રીબ્યુન ઓકટોવિયસ ઊભો થયો ને કહ્યું:

'આ કાયદો રજૂ કરવાની હું મના કરું છું.' ગ્રેકાઈ દિઙ્મૂઢ બની ગયો. કાલ રાત સુધી ઓકટોવિયસે એને કશું કહ્યું ન હતું. આ શું ? પણ કાયદા મુજબ એને માટે કશો રસ્તો ન હતો. એણે સભાને વીખરાઈ જવા વિનંતિ કરી ને ખાતરી આપી કે બીજી સભા વખતે એ ફરીને આ જ કાયદો રજૂ કરશે.

ને દરમિયાનમાં એણે ઓકટોવિયસની આ દખલના બદલારૂપે બધી જ ન્યાયની અદાલતો ને તિજોરી બંધ કરી. એક પણ કાગળિયા પર સહી કરવાની ના પાડી. જાણે રોમનો રથ અધવચ્ચે અટકી પડ્યો. બીજી બેઠક વખતે ફરી ગ્રેકાઈએ બિલ મૂક્યું ને ફરી ઓકટોવિયસે પોતાનો વિરોધ આડો મૂક્યો. લોકો ઉશ્કેરાયા. ગ્રેકાઈ પણ ઉશ્કેરાયો. મારામારી પર મામલો આવ્યો. એક-બે જણે સેનેટ પાસે બિલ રજૂ કરવા કહ્યું. ગ્રેકાઈએ આંતરવિગ્રહ થયા સિવાય બનતું હોય તો એક વધુ પ્રયત્ન કરવા સિવાય બીજી બેઠક પણ વિખેરી નાખી.

પણ સેનેટ પોતાના સ્વાર્થની ઊંચે શાને જુએ ? એણે કાયદો ફગાવી દીધો.

હવે ગ્રેકાઈના રોષનો પાર ન રહ્યો, એની પાસે એક પણ કાયદેસર માર્ગ ન હતો. સાથી ટ્રીબ્યુને લાંચ લઈને કાયદો અટકાવ્યો હતો. સેનેટ પણ નમતું આપતી ન હતી. કાં તો એણે કાયદો પડતો મૂકવો ને કાં તો બળ વાપરી માર્ગ કરવો એ જ રસ્તો હતો.

ગ્રેકાઈએ બીજો માર્ગ જ પસંદ કર્યો. આમ પ્રજા-

ના પ્રતિનિધિ તરીકે ઓક્ટોવિયસે પ્લેબિયનોના હિતને દગો દીધો હતો—એને એ આસને બેસવાનો અધિકાર ન હતો. એને ત્યાંથી ધક્કેલી કાઢવો જોઈએ.

ભયાનક દરખાસ્ત હતી એ. ટ્રીબ્યુનને એના હોદ્દા પરથી એક વર્ષ સુધી કોઈથી ન જ ખસેડી શકાય તેવો નિયમ હતો. ટ્રીબ્યુનનું શરીર એ હોદ્દા પર રહે ત્યાં સુધી અસ્પર્શ્ય ને પવિત્ર ગણાતું. કોઈથી એને આંગળી પણ ન અડાડાય તેવી પરંપરા હતી.

પણ અહીં એક ટ્રીબ્યુન એને જ ચૂંટનારાને ઉઘાડો છેહ દેતો હતો. ગ્રેકાઈએ પોતે એને સમજાવ્યો—મનાવ્યો, મૈત્રીને નામે આડે ન આવવા વીનવ્યો; પણ બધું એળે ગયું.

બીજો કોઈ રસ્તો જ ન હતો. ગ્રેકાઈએ ત્રીજી બેઠકમાં પહેલો જ ઠરાવ વિશ્વાસદ્રોહના આરોપ માટે ઓક્ટોવિયસને પદચ્યુત કરવાનો મૂક્યો. ઓક્ટોવિયસ ચમક્યો. એણે આ ધાર્યું ન હતું. પણ ગ્રેકાઈએ ઇશારો કર્યો. એક પછી એક જૂથો મત આપવા માંડ્યાં. સત્તર જૂથ આવી ગયાં. અઢારમું આપે એટલે બહુમતી થતી હતી. ગ્રેકાઈએ એમને થંભાવ્યા. ઊભા થઈને ઓક્ટોવિયસને નિરર્થક વિરોધ ન કરવા વિનંતિ કરી. પણ ઓક્ટોવિયસે કહ્યું: 'શરૂ કર્યું છે તે પૂરું જ કર.'

મત અપાયા. એકી અવાજે સૌએ એને સ્થાનભ્રષ્ટ કરવાનો નિર્ણય થયો. ઓક્ટોવિયસે વિરોધ કર્યો, આ બધું ગેરકાયદેસર ઠરાવ્યું. પણ કોણ તેનું સાંભળે? લોકોએ એને ઘસડીને નીચે ફગાવી દીધો. એના એક રક્ષક-

ની આંખ ફૂટી ગઈ. આમ પહેલી જ વખત રોમમાં અંદર-અંદરની ચૂંટણીમાં લોહી રેડાયું. પછી તો ભાગ્યે જ એવી ચૂંટણી થઈ હશે કે જેમાં બે–ચાર ડઝનના જાન ન ગયા હોય.

કાયદો તો સર્વાનુમતે પસાર થયો. માત્ર વળતર આપવાની શરત ગ્રેકાઈએ છેકી નાખી. વળતર મેળવવાનો અધિકાર સેનેટે ખોયો હતો ને એનો અમલ કરવા ટાઈબીરિયસ ને એના ભાઈ તથા સસરાની સમિતિ પણ રચાણી. બીજે જ દિવસથી એણે કામ પણ શરૂ કરી દીધું. વળતર તો જે કાંઈ આપવાનું જ ન હતું; પણ જે ખેડૂતોને આ જમીનો અપાવવાની હતી–તે હળ, સાંતી, બળદ વગેરે વસાવી શકે તે માટે મદદ આપવાનું ઠરાવ્યું ને આ મદદ પણ ગ્રેકાઈએ અમીર સેનેટરોના ખિસ્સામાંથી અપાવવાનું ધાર્યું. રોમનો એક ખંડિયો રાજા ગુજરી ગયો. સાધારણ નિયમ મુજબ સેનેટે આ મિલકતની વ્યવસ્થા કરી હોત. પણ ટાઈબીરિયસે ફોરમમાં લોકસભા બોલાવી. એ મિલકતમાંથી પૈસા મેળવી નવા ઊભા થનાર ખેડૂતોને ખેતીનાં સાધન–સરંજામ વસાવવા માટે આપવા, ને એ રાજ્યનો વહીવટ સેનેટ મારફત નહિ પણ આ લોકસભા મારફત કરવો એમ ઠર્યું.

આ તો વિપ્લવ જ હતો. રોમનો વહીવટ સેનેટને બદલે લોકસભાના હાથમાં જતો હતો. ગ્રેકાઈ એ જ ઇચ્છતો હતો. પણ સેનેટે હવે બળ વાપરવાનું જ નક્કી કર્યું. બેઠા બેઠા પોતાનો સર્વનાશ કેમ જોઈ શકે?

ટાઈબીરિયસને હવે ટ્રીબ્યુનનો હોદ્દો ભોગવવામાં બે-ત્રણ મહિના જ બાકી હતા. પણ એનું અસલી કામ તો હજુ હમણાં જ શરૂ થયું હતું. બીજી બાજુ સેનેટરોએ ટ્રીબ્યુનના હોદ્દા પરથી દૂર થાય એટલે એને પૂરો કરવા જ ધાર્યું-બને તો સેનેટરોની બનેલી અદાલત પાસે લાવીને. ધોરણસર નહિ તો પછી વગર ધોરણે. ગ્રેકાઈના માથા પર મોત ઝઝૂમતું હતું એ પોતે પણ સમજતો હતો. એના મિત્રો પણ એનું રક્ષણ કરવા સાથે જ ફરતા. કયો પક્ષ ક્યારે આખરી ઘા કરે તે નક્કી નહોતું. એમાં ગ્રેકાઈએ જ પહેલો ઘા કર્યો. એણે રોમન સાગરીત ઇટાલિયનો જેના પરસેવા ને લોહીથી જ કાર્થેજ જિતાયું છતાં જેમને મતાધિકાર ન હતો તેમને મતદાન આપવાનું ઠરાવ્યું ને ટ્રીબ્યુનના હોદ્દા પરથી નહિ ખસવાનું જ નક્કી કર્યું. હવે નિયમ એવો હતો કે એક માણસ ટ્રીબ્યુન એક વર્ષને માટે જ રહી શકે. ફરી એ ચૂંટણીમાં પણ દસ વર્ષ સુધી ઊભો ન રહી શકે. કોઈ એક વ્યક્તિ માથાભારે ન થઈ જાય તેટલા સારુ આ નિયમ હતો. પણ ગ્રેકાઈએ લોકોના ભલા માટે એક નિયમનો તો ભંગ આ પહેલાં જ કર્યો હતો. એના સાથી ટ્રીબ્યુન પર હુમલો કરી કાઢી મૂક્યો હતો. હવે એની પરિસ્થિતિ બીજા નિયમની પણ ઉપરવટ જવાની ફરજ જાણે પાડતી હતી. એ ટ્રીબ્યુન ન ચૂંટાય તો એક તો એના જીવનું જોખમ હતું ને બીજું એના જ કાયદાનો હજુ પૂરો અમલ એ ટૂંકી મુદતમાં કરી શક્યો ન હતો. સેનેટને અપંગ કરે તો જ

એ બની શકે. સત્તા લોકસભાને મળવી જ જોઈએ ને લોકસભા એને ફરીથી ચૂંટે તો પછી આગલા કાયદાની એને શું પડી હતી ?

ગ્રેકાઈની નજર બહાર માત્ર બે જ વસ્તુ રહી ગઈ: એક તો એના આ પ્રસ્થાપિત ધોરણને ઉલ્લંઘવાના વર્તનને સામો પક્ષ પણ અનુસરવાને છૂટો હતો. એટલે આંતરિક ખૂનખરાબી થવાની જ હતી ને બીજું આવા આંતરવિગ્રહનો પલીતો ચાંપનારને લશ્કરનું પીઠબળ હોવું આવશ્યક હતું. લશ્કરનું બળ તે જ નિર્ણયાત્મક વસ્તુ હતી. ને ગ્રેકાઈ પાસે એ ન હતું. એની પછવાડે તો ભાવનાનું જોમ ને લોકોના ટોળાનો કોલાહલ હતો. એણે લોકપ્રીતિ સંપાદન કરવા બીજા બે સુધારા કરવાનું પણ જાહેર કર્યું. એક તો ન્યાયની અદાલતો કે જેમાં મુખ્યત્વે સેનેટરો ને સ્થિતિસંપન્ન લોકો જ બેસી શકતા તેની ઉપર લોકસભા પાસે અપીલ કરવાનો, ને બીજો આ અદાલતોમાં પણ જ્યુરી તરીકે સામાન્ય લોકોને પણ લેવાનો. પણ આ બંને સુધારાએ સેનેટના ક્રોધમાં ઘી હોમવાનું જ કામ કર્યું. સેનેટે નક્કી જ કર્યું કે ગ્રેકાઈ જવો જોઈએ.

ચૂંટણીનો દિવસ આવ્યો. શુકન બહુ સારાં ન હતાં. લાણીનો વખત હતો એટલે એણે ધાર્યું હતું એટલા ગામડાના લોકો આવ્યા ન હતા. બીજી બાજુએ સેનેટવાળા તો હથિયાર લઈને તૈયાર બેઠા હતા. ગ્રેકાઈના મિત્રો એને પણ તૈયાર રહેવાનું સમજાવતા હતા. પણ લોહી રેડતાં એનું મન ખચકાતું હતું. પણ જિંદગી

આખીનું સોણું ધૂળ થવા બેઠું હોય ત્યાં કઠણ કાળજાના થયા સિવાય કેમ ચાલે? ફોરમમાં એકઠા થયેલ લોકોની આગળ પોતાના આઠ વર્ષના દીકરાને આંગળીએ વળગાડી, કાળાં લૂગડાં પહેરી ગયો ને જાણે પોતાનું મોત નિશ્ચિત હોય તેમ પોતાના છોકરાની ભાળવણી કરી ને સ્ત્રિોને જરૂર પડયે બળ વાપરવાની નિશાની કરશે એમ સૂચવ્યું.

બીજે દી લોકસભા ફોરમમાં મળી ને સેનેટ કેપીટોલમાં. લોકસભા ગ્રેકાઈને ફરીથી ચૂંટતી હતી ને સેનેટ એને મોતની સજા ફરમાવતી હતી. નગરની બે સંસ્થાઓ એક જ માણસને માન ને મૃત્યુને પાત્ર જાહેર કરતી હતી.

લોકસભાનું કામ હજી પૂરું પત્યું ન હતું ત્યાં શસ્ત્રસજ્જ સેનેટરો ધસી આવ્યા ને ગ્રેકાઈના અનુયાયીઓને મારવા માંડ્યા. ગ્રેકાઈ સામનો કરવાની આજ્ઞા આપે તે પહેલાં જ ટોળું વિખાવા માંડયું. ગ્રેકાઈ બળ વાપરવાનો વિચાર માંડી વાળી જ્યુપિટરના દેવળ તરફ આશરો લેવા દોડ્યો. પણ પૂજારીઓએ બારણાં વાસી દીધાં. ઉતાવળમાં એ પગથિયું ચૂકયો ને પડ્યો. ઊભો થાય તે પહેલાં જ એના જ જોડીદારે એના પર ઘા કર્યો, ને પછી તો બીજા પણ તૂટી પડ્યા. મંદિરના આંગણામાં જ ગ્રેકાઈનો પ્રાણ ઊડી ગયો.

સેનેટે એના કેટલા ય જોડીદારોને ટારપિયન ખડક પરથી ફગાવી દીધા. કુલ ત્રણસો જણનો ભોગ સેનેટે લીધો.

એના નાના ભાઈ કાયસ ગ્રેકાઈએ એના ભાઈના શબને દફનાવવાની રજા માગી પણ એ ન મળી. ઉમ-

રાવોએ એના તથા એના સાથીદારોનાં શબને ટાઈબરમાં ફગાવી દીધાં.

×

નાનો ગ્રેકાઈ આ વખતે એકવીશ વર્ષનો હતો. મોટા કરતાં એનામાં ધીરજ વધારે હતી. કાંઈ બોલ્યા-ચાલ્યા વિના એ સીસીલીના વિગ્રહમાં ચાલ્યો ગયો. આંખે ચડવાનો એ સમય નહોતો. એક દસકો આમ ને આમ વીતી ગયો. ગ્રેકાઈના પક્ષને પણ સેનેટરો ભૂલવા આવ્યા હતા. પણ કાયસ છાતીમાં મારેલ ખીલાની પેઠે એ કાંઈ જ ભૂલ્યો ન હતો; એ તો માત્ર સમયની રાહ જોતો હતો. એમાં લાગ મળી ગયો. સેનેટમાં કોઈ કે એના પર સીસીલીના વિગ્રહ દરમિયાન લાંચ લેવાનો આરોપ મૂક્યો. કાયસ આ થોડું જ સહન કરે ? એ જાતે જ સેનેટ પાસે ગયો ને પોતાની તપાસ કરવાની માગણી કરી ને પોતાના બચાવમાં એણે જે વ્યાખ્યાન કર્યું એણે રોમના લોકોને ઘેલા કર્યા. રોમન ઇતિહાસમાં એવો વક્તા જન્મ્યો ન હતો. 'હું અહીંથી ખીસાં ભરીને ગયો હતો. ખીસાં ઠાલવીને આવ્યો છું. જોકે હું અહીં એવા માણસોને જોઉં છું કે જે અહીંથી દારૂના પીપ લઈ ને ગયા હતા ને સોનાથી ભરીને લાવ્યા છે.' એ નિર્દોષ છૂટી ગયો.

લોકોએ એને તરત જ ટ્રીબ્યુન તરીકે ઊભા રહેવા વિનંતી કરી.

સમય પાકયો હતો. એને રાત–દિવસ જંપવા ન

દેનાર વિચારને અમલમાં મૂકવાની વેળા આવી હતી. એ ટ્રીબ્યુન તરીકે ઊભો રહ્યો. ચૂંટાયો ને પહેલો જ ઘા કર્યો. જે ન્યાયાધીશોએ લોકસભાની મંજૂરી સિવાય કોઈ પણ રોમનને મૃત્યુદંડની સજા કરી હોય તેને ગુનેગાર ઠરાવવાની. ટાઈબીરિયસના સાથીદારોને ટાઈબરમાં ફગાવી દેનારા ચોંકયા. રાતોરાત રોમ છોડી ગયા.

બીજો કાયદો કર્યો, જે ટ્રીબ્યુનને લોકોએ બહુમતે ઉઠાડી મૂક્યો હોય તેને રાજકારણમાં નાલાયક ઠરાવવાનો. આ હતું એના ભાઈનો વિરોધ કરનાર ટ્રીબ્યુન ઓકટેવિયસ સામે. ટાઈબીરિયસના વિરોધીઓ થરથરવા લાગ્યા. સદ્‌ભાગ્યે કાર્નેલિયાએ જ એને હવે વિશેષ વેરવૃત્તિ ન રાખવા સમજાવ્યો ને નક્કર કામ કરવા સૂચવ્યું.

પણ નક્કર કામ સંબંધમાં નાનો ગ્રેકાઈ મોટાની જોડનો ન નીકળ્યો. એણે ઘણીખરી બાબતમાં ટાઈબીરિયસનું અનુકરણ કર્યું ને કેટલીક બાબતમાં તો ઊંધું પણ કર્યું. જેમકે એણે રોમ શહેરમાં રહેનાર ગરીબોના મતો મેળવવા માટે અનાજ હતું તેથી પણ ઓછા દરે ને વધારે પ્રમાણમાં આપવાનો કાયદો કર્યો. રોમન શહેરીઓ એનાથી રાજી થયા ને એણે એક વખત ચૂંટાયેલો ટ્રીબ્યુન ફરીથી પણ ચૂંટાઈ શકે એમ કાયદો મૂકયો તે પણ પસાર થઈ ગયો ને એ પ્રમાણે પોતે ફરીથી ચૂંટાઈને પણ આવ્યો.

પણ એ જ રોમન શહેરીઓ જ્યારે કાયસે બધા જ ઇટાલિયનોને મતાધિકાર આપવાનો ખરડો પસાર થવા

રાવોએ એના તથા એના સાથીદારોનાં શબને ટાઈબરમાં ફગાવી દીધાં.

×

નાનો ગ્રેકાઈ આ વખતે એકવીશ વર્ષનો હતો. મોટા કરતાં એનામાં ધીરજ વધારે હતી. કાંઈ બોલ્યા-ચાલ્યા વિના એ સીસીલીના વિગ્રહમાં ચાલ્યો ગયો. આંખે ચડવાનો એ સમય નહોતો. એક દસકો આમ ને આમ વીતી ગયો. ગ્રેકાઈના પક્ષને પણ સેનેટરો ભૂલવા આવ્યા હતા. પણ કાયસ છાતીમાં મારેલ ખીલાની પેઠે એ કાંઈ જ ભૂલ્યો ન હતો; એ તો માત્ર સમયની રાહ જોતો હતો. એમાં લાગ મળી ગયો. સેનેટમાં કોઈ કે એના પર સીસીલીના વિગ્રહ દરમિયાન લાંચ લેવાનો આરોપ મૂક્યો. કાયસ આ થોડું જ સહન કરે? એ જાતે જ સેનેટ પાસે ગયો ને પોતાની તપાસ કરવાની માગણી કરી ને પોતાના બચાવમાં એણે જે વ્યાખ્યાન કર્યું એણે રોમના લોકોને ઘેલા કર્યા. રોમન ઇતિહાસમાં એવો વક્તા જન્મ્યો ન હતો. 'હું અહીંથી ખીસાં ભરીને ગયો હતો. ખીસાં ઠાલવીને આવ્યો છું. જોકે હું અહીં એવા માણસોને જોઉં છું કે જે અહીંથી દારૂના પીપ લઈ ને ગયા હતા ને સોનાથી ભરીને લાવ્યા છે.' એ નિર્દોષ છૂટી ગયો.

લોકોએ એને તરત જ ટ્રીબ્યુન તરીકે ઊભા રહેવા વિનંતી કરી.

સમય પાક્યો હતો. એને રાત-દિવસ જંપવા ન

દેનાર વિચારને અમલમાં મૂકવાની વેળા આવી હતી. એ ટ્રીબ્યુન તરીકે ઊભો રહ્યો. ચૂંટાયો ને પહેલો જ ઘા કર્યો. જે ન્યાયાધીશોએ લોકસભાની મંજૂરી સિવાય કોઈ પણ રોમનને મૃત્યુદંડની સજા કરી હોય તેને ગુનેગાર ઠરાવવાની. ટાઈબીરિયસના સાથીદારોને ટાઈબરમાં ફગાવી દેનારા ચોંકયા. રાતોરાત રોમ છોડી ગયા.

બીજો કાયદો કર્યો, જે ટ્રીબ્યુનને લોકોએ બહુમતે ઉઠાડી મૂક્યો હોય તેને રાજકારણમાં નાલાયક ઠરાવવાનો. આ હતું એના ભાઈનો વિરોધ કરનાર ટ્રીબ્યુન ઓક્ટેવિયસ સામે. ટાઈબીરિયસના વિરોધીઓ થરથરવા લાગ્યા. સદ્ભાગ્યે કાર્નેલિયાએ જ એને હવે વિશેષ વૈરવૃત્તિ ન રાખવા સમજાવ્યો ને નક્કર કામ કરવા સૂચવ્યું.

પણ નક્કર કામ સંબંધમાં નાનો ગ્રેકાઈ મોટાની જોડનો ન નીકળ્યો. એણે ઘણીખરી બાબતમાં ટાઈબીરિયસનું અનુકરણ કર્યું ને કેટલીક બાબતમાં તો ઊંધું પણ કર્યું. જેમકે એણે રોમ શહેરમાં રહેનાર ગરીબોના મતો મેળવવા માટે અનાજ હતું તેથી પણ ઓછા દરે ને વધારે પ્રમાણમાં આપવાનો કાયદો કર્યો. રોમન શહેરીઓ એનાથી રાજી થયા ને એણે એક વખત ચૂંટાયેલો ટ્રીબ્યુન ફરીથી પણ ચૂંટાઈ શકે એમ કાયદો મૂક્યો તે પણ પસાર થઈ ગયો ને એ પ્રમાણે પોતે ફરીથી ચૂંટાઈને પણ આવ્યો.

પણ એ જ રોમન શહેરીઓ જ્યારે કાયસે બધા જ ઇટાલિયનોને મતાધિકાર આપવાનો ખરડો પસાર થવા

માટે મૂક્યો ત્યારે નારાજ થઈ ગયા. મોટા ગ્રેકાઈનું વહાણ પણ આ ખડક આગળ જ ભટકાઈ ગયું હતું. કારણકે બધા ઈટાલિયનોને મત મળી જાય તો પછી રોમન શહેરીઓના મતના ભાવ ગગડી જાય ને ? એમને આજે સામેથી ચાલીને મત લેવા સારુ લાંચ અપાતી હતી તે પાછી ન મળે ને ? એમણે કાયસનો વિરોધ કરવા માંડ્યો.

એમાં સેનેટરોએ એક તુક્કો અજમાવ્યો. એમણે પોતામાંથી જ એક જુવાન સેનેટરને લોકોના હિતસ્વી તરીકે ઊભો કર્યો ને કાયસ કરતાં પણ ગરીબ રોમન શહેરીઓને વધારે રાહત મળે તેવી દરખાસ્તો મુકાવા માંડી. કાયસ જો ચોથા ભાગની કિંમતે અનાજ આપવાની વાત મૂકે તો પેલો સાવ મફત આપવાનો ઠરાવ લાવે; કાયસ જો જાહેર હોજ બંધાવવાની વાત કરે તો આ જાહેર હમામખાનું જ બંધાવવાની દરખાસ્ત લાવે. ધીમે ધીમે લોકોનું ધ્યાન કાયસ ઉપરથી ખસવા માંડ્યું, ને બીજી ચૂંટણી વખતે એ સાવ ઊડી ગયો.

હવે સેનેટનો લાગ આવ્યો. એ ટ્રીબ્યુન હતો ત્યાં સુધી એને કશું થઈ શકે તેમ ન હતું. પણ હવે તો સાધારણ નાગરિક હતો. સેનેટે એક આરોપ ગોતી કાઢયો. કાયસે ધંધા વગરના રોમનોને જીતેલા મુલકો પર શહેરો સ્થાપવામાં રોકયા હતા. એવું એક સંસ્થાન કાર્થેજની જુની ભૂમિ પર જ બાંધ્યું હતું ને હવે ત્યાં વિકસતું ન હતું ને કાંઈક ઉત્પાત ત્યાં થતા હતા. સેનેટે કહ્યું કે એ

જગ્યા પર સીપિયોએ હળ ફેરવીને ફરી જે કોઈ અહીં શહેર બાંધશે તેનું સત્યાનાશ વળશે એવો શાપ આપ્યો હતો, છતાં કાયસે ત્યાં શહેર વસાવીને રોમન પરંપરાનો ગુનો કર્યો છે ને એ માટે ખુલાસો કરવા હાજર થવા હુકમ કાઢયો. કાયસ બધું સમજી ગયો. ત્યાં જવામાં શું જોખમ હતું તેનો એને ખ્યાલ હતો. એના મિત્રોએ પણ ત્યાં જવા કરતાં લડી લેવાની સલાહ આપી. કાયસે આ સલાહ–સંપથી બધું પતાવવા મધ્યસ્થ નીમવા સૂચવ્યું. એ માટે વાતચીત કરવા એક મિત્રને મોકલ્યો પણ સેનેટ કશું સાંભળવાના મિજાજમાં નહોતી. સેનેટે ઊલટું એ આવનારને પકડીને પૂરી દીધો.

અથડામણ સિવાય આરો ન હતો. બીજે દિવસે સેનેટના એક અનુયાયીના નોકરે કાયસનું અપમાન કર્યું એટલે નોકરને ઠાર કર્યો. સેનેટે કાયસ ને એના સાગરીતોને રોમન રાજ્યના દુશ્મનો જાહેર કર્યા. કાયસનું માથું વાઢી લાવનારને એના ભારોભાર સોનું આપવાનું જાહેર કર્યું ને આ પ્રજા પક્ષને નિર્મૂળ કરવા એક સેનેટર-ને સરમુખત્યાર નીમ્યો. ઉમરાવોની સેનાએ ગ્રેકાઈને એક ટેકરી પર ઘેરી લીધો. કાયસે નાસીને બાજુના મંદિરમાં આશરો લીધો તે પણ ઘેરાતાં ત્યાંથી બે મિત્રો સાથે ભાગ્યો; ભાગતાં ભાગતાં મંદિરની દેવીઓ પાસે આ કૃતઘ્ન રોમનોને સદાય ગુલામ રાખવા માગણી કરી. ટાઈબરના પુલ આગળ એના દુશ્મનો એને આંબી જવા આવ્યા. પણ કાયસે એમના હાથે મરવા કરતાં પોતાના ગુલામને

હાથે જ મરવું પસંદ કર્યું. દુશ્મનોએ એનું માથું કાપી લીધું ને રોમન સરમુખત્યારે એની ભારોભાર સોનું આપ્યું.

કાયસના સાથીદારોને વીણી વીણીને જેલમાં ઠાંસી દીધા. કશા પુરાવા આપ્યા સિવાય કે ગુનાઓ સાબિત કર્યા સિવાય એ બધાને કતલ કરી નાખ્યા. ટાઈબર રોમન જુવાનોના મુડદાંથી ઊભરાઈ ગઈ. હીણઅક્કલ રોમન લોકોએ એમના હિતસ્વી નેતાનાં ઘરો કોઈની રોક-ટોક સિવાય લૂંટયાં. કતલ થયેલાનાં સગાં-વહાલાંને સરમુખત્યારે શોક પાળવાની મના કરી. આટઆટલી ખૂનરેજી કરીને સરમુખત્યારે જાણે કેસીલસનું અનુકરણ કરવા શાંતિનું મંદિર બાંધ્યું. સરમુખત્યારે એનો પાયો નાખ્યો. બીજે જ દિવસે કોઈક લખી ગયું હતું:

અશાંતિના કરનારા
શાંતિનું મંદિર સ્થાપે છે!

પણ ગ્રેકાઈના પક્ષમાં હોવાનું ખુલંખુલ્લા કહેવાની હિંમત ન રહી.

કાર્નેલિયાએ આ બધું શાંતિથી ગૌરવભેર સહન કર્યું. એણે કોઈની પાસે રોમન લોકો કે સેનેટ વિષે ફરિયાદ ન કરી. માત્ર રોમ છોડી દૂર ગામડામાં ચાલી ગઈ. તે પછી ઘણાં વર્ષ જીવી ને ઘણા એને મળવા જતા પણ કોઈને મોંએ પોતાના ખોયેલા દીકરા વિષે દુઃખનો શબ્દ ન ઉચ્ચારતી. ઊલટું એની બહાદુરી ને સવીર્યતાની જ વાતો આવનારને કહેતી.

'ભલે એમને અહીં કબર ન મળી હોય પણ ભગ-

વાનના દરબારમાં એમને દેવોની જોડે આસન મળ્યું છે.'

એના અવસાન પછી ઘણા વર્ષે રોમનોએ રોમના ફોરમમાં એક પૂતળું મૂક્યું. નીચે લખ્યું હતું:

'કાર્નેલિયા-ગ્રેકાઇ બંધુઓની માતા.'

જો મહત્તાનું માપ સંપત્તિ કે સિદ્ધિ ન હોય પણ ભાવિ ઇતિહાસ પર પાડેલ અસર હોય તો ગ્રેકાઇ-બંધુઓ ખરેખર મહાન હતા. ખાસ કરીને મોટો ટાઇબીરિયસ. એના હાથમાં માત્ર ગણ્યા મહિના જ સત્તા રહી. પણ એટલા ટૂંકા સમયમાં પણ એણે ઉમરાવ પ્રધાન સેનેટને એવો સજ્જડ ફટકો માર્યો કે ફરી એ પહેલાં જેવી ટટાર ન થઇ શકી. જો એનો જમીન પર પાછા જવાનો કાર્યક્રમ સ્વીકાર્યો હોત તો રોમન સંસ્કૃતિનો જે સર્વનાશ થયો તેમાંથી રોમ ઊગરી જાત.

## છેવટ

આહીં રોમનો સુવર્ણયુગ પૂરો થાય છે ને બીજી રીતે શરૂ પણ થાય છે. સુવર્ણનો અર્થ જો સોનું લેવાતો હોય તો રોમની જાહોજલાલી સેનાપતિઓ, સીઝરો ને શહેનશાહોની નીચે હવે જ શરૂ થાય છે. યુફ્રેટીસ નદીથી શરૂ કરી જીબ્રાલ્ટર સુધીના પ્રદેશોનું સોનું, રૂપું, માણેક ને મોતી, હાથી, ઘોડા, રેશમ ને મખમલથી ટાઈબરનું બારું હવે પછી ઊભરાવાનું છે. પણ સુવર્ણયુગનો અર્થ જો શૌર્ય, સચ્ચાઈ ને સમભાવનો યુગ એમ થતો હોય તો ગ્રેકાઈ-બંધુ, પ્રજાસત્તા ને સંઘજીવનના જે વિચારોને રોમે જન્મ આપ્યો તે આ પછીથી ધીમે ધીમે ભુલાઈ જાય છે. આ પછીની જે વાત છે તે છે ખૂન, ખટપટ, વિલાસ ને ગંદકી ને દુર્ગતિની. એક આખી પ્રજા ઉપરથી તે છેક નીચે સુધી આથી લપેટાઈ ગઈ. એ કહેવામાં કાંઈ રસ નથી. રોમ ગ્રેકાઈ-ભાઈઓ પછી પણ સેંકડો વર્ષ જીવ્યું. પણ એમાંથી મનુષ્યજાતિએ જો કશો જ સાર ખેંચવાનો હોય તો એક જ છે: 'જે બીજા પર રાજ્ય ચલાવવા નીકળે તેણે સૌથી પહેલાં પોતા પર રાજ્ય ચલાવતાં શીખવું જોઈએ.' સુરાજ્યનો આ પહેલો કાયદો બધાં જ સામ્રાજ્યોએ પાળ્યો નથી ને પરિણામે

દુનિયાના પડ પર એક ઉલ્કાપાત મચાવી છેવટે ઊખડી ગયાં છે. રોમ પણ પોતાની જાત ઉપર રાજ્ય ચલાવવાનું વીસરી જ ગયું. આપણને વર્ણન કરતાં ય ઊબકા આવે તેવા ભોગવિલાસમાં ડૂબી ગયું ને છેવટે એમાં જ ખૂડ્યું. એવા રોમન બાદશાહો ને ઉમરાવો હતા કે પોતાની સ્વાદની ઇંદ્રિયને તૃપ્તિ આપવા ખાઈને ઊલટી કરતા ને ફરી ખાવાનું શરૂ કરતા, જે રોમમાં એક સ્ત્રીના શિયળ ખાતર રાજાશાહીનો નાશ થયો હતો તે જ રોમમાં સ્ત્રીઓનું વેચાણ ને ફેરબદલો એક સહજ વસ્તુ થઈ પડી. એક દિવસ કે થોડાં વર્ષોમાં આ ઊલટ-પાલટ ફેરફાર નહોતો થયો; મહાન પ્રજા એની અધોગતિમાં ગબડતાં ગબડતાં પણ સૈકાઓ કાઢી નાખે છે. આપણે પહોંચ્યા છીએ તે કાળથી રોમની અધોગતિ શરૂ થઈ. વચમાં કોઈ કોઈ ડાહ્યા શહેનશાહોએ-વિચારકોએ પ્રયત્ન કર્યા, પણ અનીતિ ને અપ્રમાણિકતા ને અભિમાનના પૂરમાં એમની વાત તણાઈ ગઈ.

આમ કેમ બન્યું ? કોઈ પણ એક કારણ શોધવું હોય તો કહી શકાય લશ્કરવાદ; રોમના અધઃપતનનું મૂળ એની ખડી સેના હતી.

રોમન પ્રજાતંત્રના મૂળમાં રોમન ખેડુ હતો. એ એક જ રોમન મહત્તાના પાયામાં હતો. રોમ ને એના જેવાં શહેરો એ કાળે જૂજ હતાં. એમાં થોડા વહી કરનારા ને થોડા વ્યાપારીઓ હતા. મોટા ભાગના લો તે શહેરની બહાર ખેતરોમાં મકાનો બાંધી રહેતાં.

કે એવા સામુહિક ઉત્સવના પ્રસંગે એ બધા શહેરમાં આવતા. બાકી એમનું જીવન ખુલ્લાં ખેતરો ને વનસ્પતિ વચ્ચે વીતતું. વહીવટ કરનારા પણ કાયમી ન હતા. વર્ષે બે વર્ષે એ બદલાઈ જતા એટલે એમનું ધ્યાન વહીવટ કરતી વખતે પણ ગામડામાં પોતાની જમીન પરથી ઊઠી ન જતું. શ્રમ એ વખતે દરેક રોમન માટે આભૂષણરૂપ ગણાતો. ગ્રીસની જેમ મહેનત એ અપમાનજનક વસ્તુ નહોતી લેખાતી; ને એથી જ એ શરૂઆતના કામમાં ગુલામો જૂજ હતાં. રોમન સેનેટે કવેંટીલસને સરમુખત્યાર નીમ્યો ને સેનેટરો એને ખબર આપવા ગયા ત્યારે એ ઘૂંટણ સમા કાદવમાં રોપણી કરતો હતો; છ મહિને દુશ્મનને હરાવીને એ પાછો એ જ ખેતર પર ગયેલો; કેટો આ શ્રમ ને આદર આપનારા પુરુષોમાં છેલ્લો હતો. સેનેટનાં ભાષણો તૈયાર કરીને ખેતર પર મજૂરો જોડે ખોદવા જતો.

આ બધા જાત-ખેડુઓ જ દેશની સાચી ફોજ હતા. આફત આવે ત્યારે ઘરે ઘરેથી એક જણ નીકળતો. વધુ જરૂર હોય તો વધુ નીકળતા ને આફત પતતાં વળી પાછા પોતાને કામે લાગી જતા. રોમન નાગરિક શ્રમજીવી, સૈનિક ને સેનેટર ત્રણે હતો. જ્યારથી ખડી ફોજ રાખવાનું શરૂ થયું ત્યારથી પરિસ્થિતિ બદલાઈ ગઈ. ખડી ફોજનો મુખ્ય વ્યવસાય જ મારવાની વિદ્યામાં કુશળતા મેળવવાનો હતો. એણે ખેડવાનું નહોતું કે કાંતવાનું નહોતું. એને તો એક જ વ્યવસાય હતો ને તે સિફતથી માણસ-

નું માથું કાપવાનો. એટલે સામાન્ય નાગરિકના મુકાબલે એ ખડી ફોજ વધારે બળવાન થાય એ સહજ હતું. ઉપરાંત આ ખડી ફોજ નવરી બેસી રહે તે પણ સંભવિત ન હતું. એને કાંઈક કામ તો જોઈએ જ. ને એમને એક જ કામ આવડતું હતું ને તે લડવાનું. આસ આજુબાજુના પ્રાદેશિક વિજયો એ અનિવાર્ય થઈ પડ્યા. વિજયોની પછવાડે લક્ષ્મી, કીર્તિ, ગુલામો આવ્યા. સૌને દેખાયું કે જીવનના ભરણપોષણ માટે આ પણ એક રસ્તો હતો; ખાનારે મહેનત કરવી જ જોઈએ તેવું નથી. બીજાની મહેનત ઝૂંટવતાં આવડે તોપણ ચાલે. ને એનો રાજમાર્ગ તો લશ્કરે દેખાડ્યો હતો. એની પાડેલ કેડીએથી ગ્રીસની શિલ્પકૃતિઓ, આર્મીનિયાની સુંદરીઓ, ઈજીપ્તના ધનભંડારો ને ફ્રીસીસ્તાનના અંગૂરનો શરાબ રોમમાં આવતો જોઈ જુવાન રોમનો ખેતી છોડી સૈન્યમાં જોડાવા માંડ્યા. ખેતી ગુલામો પાસે કરાવવાનું શરૂ થયું. રોમન સૈન્યોએ એક પછી એક દેશો જીતવા માંડ્યા. જીતેલા દેશોના સૂબા, વહીવટદારો, ન્યાયાધીશો, દાણીઓ એમ જુદે જુદે સ્થાને રોમનો રોકાવા માંડ્યા. સૈન્ય અથવા વહીવટકર્તા એ બેમાંથી એકે વર્ગમાં જેને સ્થાન ન મળે તેવા રોમનોને પણ આ નવા જીવનથી અસંતોષ ન હતો. ઊલટો પેલા કરતાં ય વધારે સંતોષ હતો, કારણકે ઉપલા બેઉ વર્ગો જે અઢળક ધન રોમમાં ઘસડી લાવતા હતા, તેના ઊભરામાંથી જ આ વર્ગનું પૂરું થઈ જતું. જવાબદારી કાંઈ ન હતી. રોમનાં સુંદર સ્નાનાગારોમાં

નાહવું, વિશાળ નાટ્ય-ઘરોમાં નાટકો જોવાં ને મફત અનાજ ખાવું એ આ વર્ગનો ધંધો થઈ પડ્યો હતો. આ નવી વ્યવસ્થાનો આધાર સામ્રાજ્યનો વિસ્તાર હતો. સામ્રાજ્ય તૂટી પડે તો આ બધાં અમન-ચમન જાદુઈ આંબાની જેમ પલકમાં ઊડી જાય ને સામ્રાજ્યનો આધાર હતો લશ્કર. લશ્કર જે ઘડીએ ફરી જાય કે નબળું પડે તે ઘડીએ જ સામ્રાજ્ય વીંખાઈ જાય. આ સ્થિતિમાં લશ્કર ને તેના સેનાપતિઓ જ રોમના ધણી-રણી થાય તે સ્વાભાવિક છે. કોઈ વાર સીઝર જેવો સબળ સેનાપતિ લશ્કરના જોરે ધણી થતો તો કોઈ વાર એકાદ ધનપતિ લશ્કરને ખરીદી લઈ પોતાને અનુકૂળ સેનાપતિને શહેનશાહ બનાવી દેતો. કોઈ વાર હરીફ સેનાપતિઓ વચ્ચે આંતરવિગ્રહ થતો ને એમાં અનેક પ્રતિષ્ઠિત ને નિર્દોષ રોમનોની પણ કતલ થતી. જે સેનાપતિના હાથમાં રોમ આવતું તે પહેલું કામ ફોરમ પર અનિચ્છનીય રોમનોની યાદી મૂકવાનું કરતો. બીજે દિવસે એ બધા કતલ થતા. વચમાં અધીં સદી તો એવી ગઈ કે જ્યારે લશ્કર શહેનશાહતની હરરાજી જ બોલાવતું. શહેનશાહ માર્યો જતાં કે મરી જતાં શહેનશાહપદનું લિલામ થતું. લશ્કરને જે માણસ વધુ પૈસા આપતો તેને લશ્કર રાજ્યાભિષેક કરાવતું....ઇ. સ. ૧૯૩માં જુલિયન આવી રીતે દરેક સિપાઈને સવા છ હજાર દિનાર આપવાનું કબૂલ કરી શહેનશાહ થયેલો. એનો હરીફ પાંચ હજાર દિનાર સુધી ચડેલો.

આવા શહેનશાહો ઘણી વાર તો પચ્ચીસ દિવસ કે પાંચ મહિનાનું રાજ્ય ભોગવતા. કારણકે એના કરતાં લિલામમાં ચડી જનાર આસામી મળે એટલે એને વિદાય લેવાની આવતી.

સહેજે થાય કે સેનેટ શું કરતી હશે ? એક જવાબ તો એ છે કે સેનેટ પણ આ બધામાં બને તેટલો કસ કાઢવાનું કામ જ કરતી હતી. મોટા ભાગના સેનેટરો, કૉન્સલો, ટ્રીબ્યુનો આ સામ્રાજ્ય-ભૂખની ચૂડમાં સપડાયલા હતા, કોઈ વ્યાપારી હતા, તો કોઈ ઇજારદાર, કોઈ દાણી, કોઈ પ્રોક્યુરેટર ( ગવર્નર ). ઉત્તર આફ્રિકા, પશ્ચિમ એશિયા ને આખા યુરોપની લૂંટમાં કાંઈ ને કાંઈ હિસ્સો ન હોય તેવા સેનેટરો હતા જ નહિ. સામાન્ય જનતાનો ઠીક ઠીક ભાગ લશ્કરમાં હતો. બાકીનાને સ્નાનઘરો, નાટક, જલસાઓ ને ખાણી-પીણી મળે ત્યાં સુધી કાંઈ હરકત નહોતી. ને ઉપલા વર્ગો આનું બને એટલું ધ્યાન રાખતા ને કોઈ વાર ગરબડ મચતી તો લશ્કર તૈયાર જ હતું. પણ મુખ્ય વાત તો એ હતી કે આ વ્યાપક લૂંટમાં બધા રોમનોને કાંઈ ને કાંઈ સ્વાર્થ હતો ને આમોદ-પ્રમોદથી સહેજ ઊંચે જઈ નીતિ, ધર્મ, સત્ય, ન્યાય, કલ્યાણ જેવા તત્ત્વના વિષયોમાં પડવાની કોઈની વૃત્તિ જ નહોતી. આમે રોમન સંસ્કૃતિ પહેલેથી જ તત્ત્વપ્રિય નહોતી. ગ્રીસની જેમ એને અણીશુદ્ધ શિલ્પ, વિજ્ઞાન કે ફિલસૂફીના નમૂના આપ્યા નથી. એ જબ્બર વ્યવસ્થાપ્રિય ને વ્યવહારજડ સંસ્કૃતિ હતી. ઉપરાંત જે જાતનો

માર્ગ એણે લીધો હતો તેમાં પ્રજાતંત્રને અવકાશ જ નહોતો. જ્યારે આપણે પ્રજાતંત્રની વાત કરીએ છીએ ત્યારે આપણો અર્થ પોતાના રાજ્યના વહીવટમાં એકેએક પ્રજાજન અસરકારક ભાગ લે તેવો કરીએ છીએ. જૂના જમાનામાં આ પ્રકારનું પ્રજાતંત્ર સ્થાનિક મ્યુનિસિપલ વહીવટ સિવાય શક્ય જ નહોતું. કારણકે કોઈ પણ વિશાળ મુલકમાં વસતા પ્રજાજનોએ જો અસરકારક પ્રજાતંત્ર ઊભું કરવું હોય તો નીચેનાં સાધનો હયાત જોઈએ.

૧. સાર્વત્રિક કેળવણી.
૨. છાપાં.
૩. સરલ ને સસ્તો વાહનવ્યવહાર.
૪. ને એ બધાનો લાભ લેવા માટે આજીવિકા મળવાની ખાતરી ને પ્રમાણસર ફુરસદ.

આજે પણ મોટા ભાગની જનતા માટે ચોથું સાધન નથી. પણ રોમન સામ્રાજ્યના જમાનામાં તો ચારમાંનું એક પણ સાધન હયાત ન હતું. જે અનેક જાતિઓનું એ સામ્રાજ્ય બનેલું હતું, તેમને નહોતું અક્ષરજ્ઞાન. નહોતા એ સામ્રાજ્યમાં રોજબરોજના વહીવટની ચર્ચા કરનારા પ્રમાણભૂત સમાચાર આપી લોકમતને જાગ્રતર કરનાર છાપાં, કે નહોતી મોટા ભાગની જનતાને રાજનીતિશાસ્ત્રોનો અભ્યાસ કરી કારોબારીમાં ભાગ લેવાની નવરાશ. આ સ્થિતિમાં સેનેટ અથવા એસેમ્બ્લીનું સ્થાન લશ્કરનો માનીતો સેનાપતિ લે તે સહજ સ્વાભાવિક જ હતું. કારણકે એ દશ-વીશ ગાઉમાં ફરવું, એટલા ભાગના

લોકસમુદાયને મળવું, પાકા સમાચાર જાણી લેવા એ શક્ય હતું. પણ એ સ્વાભાવિક મર્યાદા ભૂલી રોમ વિજયને માર્ગે ચઢ્યું ત્યારથી જ પ્રજાતંત્રનો અસરકારક કાબૂ મોટા ભાગના લોકોના હાથમાંથી થોડા નવરાશ-વાળા શ્રીમંતો ને લશ્કરના હાથમાં ગયો. એક–બે શહેન-શાહોએ આખા સામ્રાજ્યના રહીશોને રોમન નાગરિક જેવા જ અધિકારો આપ્યા પણ ખરા. પણ એ અધિ-કારનો ભોગવટો કરવા માટેની સામગ્રી જ નહોતી. સામ્રાજ્ય એ સામ્રાજ્ય જ રહ્યું. લેનિને એક જગ્યાએ કહ્યું છે કે જ્યાં કેળવણી ને અક્ષરજ્ઞાન નથી ત્યાં રાજકારણ હોઈ શકે જ નહિ. ત્યાં તો ગપ્પાંઓ ને અફવાઓ જ હોય. રોમન સામ્રાજ્યની આમપ્રજાને કેળવણી લેવાનું નહોતું સાધન કે નહોતી નવરાશ. રોમ પોતાની મ્યુનિસિપાલિટી ચલાવીને બાકીનો સમય સામ્રાજ્યમાંથી ઢસડાઈ આવેલા ધનના પ્રતાપે વિલાસ ભોગવતા. એમાંના બે ડાહ્યાને લોકતંત્ર ઊભું કરવાનો વિચાર ઊઠે તોપણ સ્થાપિત હિતવાળા એ કરવા ન દે. ને તેથી યે વિશેષ વ્યાપક લોકતંત્ર માટે ઉત્પાદનની જે ઊંચી કક્ષા જોઈએ તેના અભાવે ખીલે જ નહિ. કારણકે લોકો પોતાના ખાવા-પીવાની ચિંતામાંથી છૂટે તો જ મુલકની ચિંતા કરવાનો, અભ્યાસ કરવાનો હરવા–ફરવાનો વખત રહે ને?

એટલે પાછલી રોમન સંસ્કૃતિ તે લોકતંત્રની સંસ્કૃતિ નથી પણ લૂંટારુ સંસ્કૃતિ છે. અફાટ જનસમુ-દાયની ગુલામીએ પોષેલી ને સીંચેલી એ લોહીભીની

સંસ્કૃતિ છે. એ પાછલી રોમન સંસ્કૃતિનું પ્રતીક છે. એ વખતના જલસા ને સમારંભો આમ તો બધા જ લોકો ઉત્સવપ્રિય હોય છે જ. પણ દરેક પ્રજાના ઉત્સવો તે તે કાળની તેમની સંસ્કારિતાની છબી જેવા હોય છે. એ વખતની રોમન પ્રજાને સહુથી પ્રિય ઉત્સવ હતો ગ્લેડિયેટરોનાં દ્વંદ્વયુદ્ધો. રોમન સંસ્કારિતામાં લોહીની તરસ કેટલી હદ સુધી પ્રસરી ગઈ હતી તેની એ સાબિતી છે. ગ્લેડિયેટરો એ વખતના એક પ્રકારના મલ્લો હતા. આજે નાટક કે સિનેમાનો સૂત્રધાર નટ-નટીઓના મોટા સ્ટાફને રોકી એમને કેળવે છે તેમ એ જમાનામાં કેટલાક લોકો આવા ગ્લેડિયેટરોને રોકતા-એમને દ્વંદ્વયુદ્ધની કલા શીખવતા ને પછી મોટી રંગભૂમિ ભાડે લઈ લોકો પાસે એમને લડાવતા. આવી રંગભૂમિઓનાં મકાનો એ જમાનામાં બહુ પ્રસિદ્ધ ને આલેશાન ગણાતાં. હજારો માણસોનો એમાં સમાવેશ થઈ શકતો. આવી સોએક રંગભૂમિનાં ખંડેરો આજે ય વેર-વિખેર પડ્યાં છે. એમાંની એક કોલોઝયમ નામની રંગભૂમિમાં એકી સાથે પચાસ હજાર સ્ત્રી-પુરુષો બેસી શકતાં. રંગભૂમિ સાથે આપણાં મનમાં સુંદર કલામય નાટકો ને ગાનસમારંભોનો ખ્યાલ આવે છે. પણ આ રંગભૂમિઓમાં કલાનું નામનિશાન તો નહોતું જ પણ ઊલટું કલાનું ખૂન જ હતું. આખી રોમન પ્રજાએ ગ્રીક પ્રજાની જેમ કલાના કોઈ ઉત્તમ નમૂના આપ્યા નથી એ જાતની સર્જનશક્તિનું જાણે એમનામાં બીજ જ નહોતું; પણ આ દ્વંદ્વયુદ્ધો તો

વિશેષે કરીને એમની ઉદ્ધર ને પ્રજાપીડનપ્રિય મનોવૃત્તિને ઉઘાડી પાડી છે.

આ કમનસીબ ગ્લેડિયેટરો મોટે ભાગે ગુલામ વર્ગ-માંથી જ આવતા. કોઈક વાર શોખ ને કીર્તિના લોભે રોમન ઉમરાવો પણ એમાં ઊતરતા ખરા. રંગભૂમિ ગોળાકાર રહેતી ને વચમાંના ચોગાનમાં આ ગ્લેડિયેટરો એક-બીજાની સાથે લડતા. બધા પ્રેક્ષકો જોઈ શકે એટલે ફરતી ગોળાકાર ચડતી–ઊતરતી પત્થરની સીડીઓ રહેતી. સમા-રંભો શરૂઆતમાં તો કોઈ ઉમરાવના મરણ પ્રસંગે યોજાતા. કારણકે ઉમરાવની પછવાડે થોડાક ગુલામોએ સહગમન કરવું જોઈએ એવી જૂની માન્યતા હતી. પણ પાછળથી તો આ રોજની વસ્તુ થઈ પડી ને સામ્રાજ્યની લડાઈ-ઓમાં કેદ પકડાયેલા દુર્ભાગીઓ આ આનંદનો ભોગ થતા. કારણકે ઘણી વાર આવા માણસ મલ્લયુદ્ધોમાં એક-બે પાંચ નહિ પણ સો સો જોડીઓ મેદાનમાં ઊતરતી; મેદાનની ધૂળ લોહી ને પરસેવાથી લદબદ થઈ જતી. જીતેલો મલ્લ હારેલાની છાતી પર પગ મૂકી ગળા પર તલવારની અણી ધરી લોકોને પૂછતો કે આને જવા દેવો કે ખતમ કરવો? નિર્ણય આપવાનો રહેતો રોમન નારી–સમાજે. ઊંચી ગેલેરીમાં બેઠેલી રોમન સ્ત્રીઓ અંગૂઠો નમાવે એટલે ઘાયલ ને મરણાસન્ન મલ્લના કલેજામાં પેલો જીતેલો મલ્લ તલવાર ભોંકી દેતો. બીજા ગુલામો એના પગે દોરડું બાંધી, રંગભૂમિની બહાર એને ઘસડીને ખાઈમાં નાખી દેતા ને ફરી નવી જોડી

મેદાનમાં ઢાલ–તલવાર સાથે ઊતરતી. વચમાં વચમાં સંગીત ચાલતું. ઉપરની બેઠકમાં મિજબાનીઓ ચાલતી. ગુલામો પર આજે ઘોડદોડમાં લગાવાય છે તેમ શરતો લગાવાતી. દારૂની પ્યાલીઓ ભરાતી ને ખાલી થતી. લોહીની દુર્ગંધ વીસરવા અત્તર છંટાતું. સાંજથી સવાર સુધી–મહિનાઓ સુધી આમ ચાલતું.

માણસ માણસને જ આમ એકબીજાના અંગમાં મોજ ખાતર ભાલા ઘોંચતા. કલેજાને ચીરતા જોવાથી જ જાણે રોમન પ્રજાને સંતોષ ન થતો હોય તેમ માણસ ને પશુઓને પણ લડાવતા. સામ્રાજ્યના વિશાળ પ્રદેશમાં વાઘ, સિંહ, હાથી, જિરાફ, રીંછ, વાંદરા, ઉરાંગઉટાંગ, મગરો બધું મળતું ને આ બધાની સાથે ગુલામોને દ્વંદ્વયુદ્ધ ખેલવાનું રહેતું. જુલિયસ સીઝરના હરીફ પોમ્પીએ પોતાના એક વિજય પ્રસંગે યોજેલ સમારંભમાં એકી સાથે છસો સિંહોને મેદાનમાં ઉતારેલા. એક શહેનશાહે યોજેલ આવો સમારંભ એકસો વીશ દિવસ ચાલેલો. ઓગસ્ટસે એકી સાથે ચારસો વીશ વાઘને ઉતારેલા. આ બધાની સામે ગુલામો અથવા ગુલામોના ટોળાએ દ્વંદ્વયુદ્ધ કરવાનું રહેતું. પણ રોમન લોકોને માણસ પશુ સાથે કુસ્તી કરે એનાથી જાણે સંતોષ નહોતો થતો, એટલે જ્યારે માણસ માણસની સાથે ખંજર, છરા, તલવાર કે ભાલા લઈ ને દ્વંદ્વ ખેલવા ઊતરતો ત્યારે જ એને મજા આવતી. બંને બાજુના વધભૂમિ પર જતા શણગારાયેલ બકરાઓના જેવા સેંકડો ગુલામો બખ્તર ને હથિયારથી

સજ્જ થઈને ભંડકમાથી રંગભૂમિ પર આવતા ત્યારે આખો પ્રેક્ષક વર્ગ ઊભો થઈ જતો. પડતા, આખડતા, લથડતા ગુલામો જ્યારે એકબીજાને જીવલેણ ઘા કરતા ત્યારે તાળીઓ પડતી, ‘શાબાશ–બરાબર લગાવ્યો’ના પોકારો થતા ને આવા પોકાર કરવામાં કાંઈ નીચલા વર્ગના રોમનો જ ન હતા. પણ રોમન ન્યાયાધીશો, સેનેટરો બધા જ સંસ્કારી રોમનો ઉત્સાહપૂર્વક ભાગ લેતા. માણસને કાયર બનતો અટકાવવા માટે આવાં દૃશ્યો દેખાડવાં એ જરૂરી તાલીમ ગણાતી.

અને જરાક આવેશને ઓછો કરીને જોઈએ તો એમાં કશું અણધાર્યું નથી. એ રોમનોને સાહિત્ય, કલા, શિલ્પ, ફિલસૂફી, ધર્મ, તત્ત્વદર્શન એકેમાં રસ ન હતો. એમનો વ્યવસાય જ હતો યુદ્ધ ને સામ્રાજ્યનો વહીવટ. એમણે રોજ લોહી રેડવાનું કામ પસંદ કર્યું હતું. નિષ્ઠુર ને અહંભાવી સંસ્કૃતિ એમણે સ્વીકારી હતી. તેના અનુયાયી માટે આ ઘાતકી ને પાશવી રમત જ સ્વાભાવિક આનંદ હતો. અમસ્તા રોમન સૈનિક નિષ્ઠુરતાપૂર્વક ગ્રીસના શિલ્પ ને ચિત્રકૃતિઓ તથા અસંખ્ય નાગરિકોનો થડકચા વિના ધ્વંસ કઈ રીતે કરી શકે? જંગલી પશુની જેમ માણસને લોહીની ઉત્કટ ગંધ ગમતી નથી; અને એનાથી ટેવાવું પડે છે. આવા સમારંભો એવી ટેવ પાડવાની નિશાળો હતા.

માત્ર આપણને એ બધું વાંચતાં દયા તો પેલા કમનસીબ ગુલામોની આવે છે; કારણકે એ બધા ગુલામો

કાંઈ ખરેખર ગુલામો ન હતા. કેટલાક તો ઉચ્ચ સંસ્કારિતાવાળા ખાનદાન ગ્રીકો, ઇજિપ્શ્યનો, કાર્થેજિયનો પણ એમાં હતા. પોતાના વતનનું રક્ષણ કરતાં પોતાના વહાલાંને બચાવવા જતાં એમાંનો મોટો ભાગ કેદ પકડાયેલો હતો. એમની પાસે ખેતર ખેડાવાય, વાસણ મંજાવાય, અંગ ચંપાવાય તે તો સહ્ય હતું. પણ એમણે તો પોતાના જ સાગરીતોને અંદરઅંદર કાપવાનું આવતું. હજુ થોડા મહિના કે વર્ષો પહેલાં જે મિત્રો તરીકે એકબીજાને બચાવતા રોમનોની સામે લડ્યા હતા, તેમણે એ જ રોમનોની મોજ ખાતર એકબીજાને કાપવાના હતા. ગ્લેડિયેટરોને આ બધું નહોતું સાલતું એમ નહિ. એમણે ઘણી વાર બંડો કરેલાં. પણ રાક્ષસી ને સુસજ્જ સૈન્યની પાસે એ કચરાઈ ગયેલા.

પણ જે તલવાર લે છે તે તલવારથી જ મરે છે એ ઈશુવચન પ્રમાણે જે ગુલામો ને પછાત પ્રજાના લોહી ને પરસેવા પર પાછલી રોમન સંસ્કૃતિ ફાલી હતી તે જ ગુલામો ને તાબાના મુલકોની પ્રજાના હાથે જ રોમનો ભૂંડે હાલ વિનાશ થયો.

ગુલામોએ ઉઘાડેછોગ બંડ કર્યું. તેમાં તો એ ન ફાવ્યા. પણ એક બીજી રીતે રોમન સમાજ પર એમનું વેર વળાયું.

ગુલામો સ્ત્રી–પુરુષોની સંખ્યા એ કાળે એટલી બધી હતી કે મધ્યમ વર્ગના રોમન પણ પોતાના ભોજન વખતે બે–પાંચ ગુલામો એને ખવરાવવા ને પિવરાવવા

રાખી શકતો ને ઉમરાવોની પાસેની સંખ્યાનો તો હિસાબ જ નહોતો. એક ઉમરાવના મહેલમાં આજે ચાળીસ હજારની વસ્તીનું શહેર છે. આવડા મહેલને વાળવા-ચોળવા કેટલા ગુલામો જોતા હશે?

આ બધા ગુલામોમાં સ્ત્રીઓ પણ હતી ને આ સ્ત્રીઓ સાથે વિલાસમાં ડૂબડૂબાં રોમનો શરીર–સંબંધ ન બાંધે તેવા સંયમી તો ઓછા જ હતા? ખાસ તો જ્યારે આ બધી ગુલામ સ્ત્રીઓ હબસણો જ નહોતી. પણ એમાં આર્મિનિયન, સરકાશિયન, ગ્રીક ને ઇજિપ્શ્યન સુંદરીઓ પણ હતી જ.

હવે આવી ગુલામ સ્ત્રીઓને પેટે અવતરેલ સંતાનોને એનો રોમન પિતા પોતાના સંતાન તરીકે સ્વીકારવા તૈયાર નહોતો થતો ને બીજી બાજુ આવી પ્રજા ગુલામોની જેમ નીચી મૂંડીએ રોમનોની ગુલામી કરે તે પણ સંભવિત નહોતું. રોમમાં સૌથી ભયજનક વર્ગ આ વર્ણ-સંકર પ્રજા હતી. એમનામાં રોમનું લોહી હતું. પણ રોમની વફાદારી નહોતી. રોમના પતન વખતે આક્રમણ-કારોને મદદ કરનારા એ સૌથી પહેલા હતા. એ એમનું જ વેર લેતા હતા.

આ બધું પુરવાર કરે છે કે રોમના દહાડા ભરાઈ ચૂક્યા હતા, એનું પતન નિર્માઈ ચૂક્યું જ હતું. પોતા-ના વિશાળ દેહને કાબૂમાં રાખનાર વિશાળ હૃદય, વિશાળ આત્મા એનામાં નહોતો. દેહના બોજા નીચે જ એ કચરાઈ ગયું. રોમના હાથે જ કૂડીબંધ વખત હારનાર એની

તાબેદારી સ્વીકારી લેનાર ગોલ ને કાર્થેજિયનોના હાથે જ એ લૂંટાઈ–ચૂંથાઈ ને વીંખાઈ ગયું.

વિધિની ખૂબી તો એ છે કે રોમને પહેલી વખતે લૂંટનાર જંગલીઓનો સરદાર કાર્થેજનો હતો. હેનીબાલની સામે ટક્કર ઝીલનાર રોમે હથિયાર લેવાને બદલે દરવાજા ઉઘાડી દીધા. રોમન શહેનશાહ નાસી ગયો ને કાર્થેજિયને ચૌદ દિવસ રોમને લૂંટયું ને હજારો રોમન સ્ત્રી–પુરુષોને ગુલામ બનાવી કાર્થેજ તરફ વહાણો હાંકી મૂક્યાં. કાર્થેજ પર હળ ફેરવનાર સીપિયોની ભવિષ્યવાણી આમ સાચી પડી.

પણ રોમન સંસ્કૃતિના આ પતન વખતે એક નવી સંસ્કૃતિનો જન્મ થઈ ચૂક્યો હતો ને આગલી કે પાછલી રોમન સંસ્કૃતિએ દુનિયાને જે કાંઈ આપ્યું તેના કરતાં એ અનંતગણી કિંમતી વસ્તુ હતી. તે હતી ખ્રિસ્તી સંસ્કૃતિ. રોમની શહેનશાહતે એના જન્મદાતાને વધસ્થંભે ચડાવ્યો હતો. એના અનુયાયીઓને જીવતા સળગાવ્યા હતા; સિંહ અને વાઘના મોં આગળ નાખ્યા હતા. કારણકે ઈશુનો ઉપદેશ એ જમાનાના ઓરમાયાં, અનાથો, નિર્ધનો માટે હતો. ગુલામીનો એમાં નિષેધ હતો ને રાજા–મહારાજાની એમાં અવગણના હતી. દીનદલિતોનો એ પહેલો જ ભેરુબંધ હતો. યુદ્ધ ને હિંસાને સ્થાને પ્રેમ ને શાંતિને સ્થાપનાર એ પહેલો સાધુ–સંઘ હતો. રોમન સંસ્કૃતિએ એને ભીંસવા પ્રયત્ન કર્યો, પણ એ કાળનો ખ્રિસ્તી ધર્મ મરીને જીવી જાણનારાનો પંથ

હતો. એટલે ઊલટા એના અનુયાયી વધ્યે જ ગયા ને છેવટે આખા રોમન સામ્રાજ્યને આવરી લીધું ને છેવટ શહેનશાહ કૅાન્સ્ટાઇનને એના અનુયાયી થવું પડ્યું. જોકે એ અનુયાયી ન થયો હોત તો કાંઈ ખોટું નહોતું કારણકે ઈશ્વરને આશરે રહેવાને બદલે દુન્યવી સત્તાને આશરે રહેવાનું જે જે ધર્મ પસંદ કરે છે તે પરિણામે પ્રાણ ને તેજ ખોઈ બેસે છે. સત્ય રાજ્યના બળને બદલે પોતીકા બળે ચાલે તે જ ઇષ્ટ છે એ વાત બુદ્ધધર્મની જેમ જ ખ્રિસ્તી ધર્મનાં આ પગલાંના પરિણામો જોતાં સાર દેખાય છે.

છતાં પણ રોમન સામ્રાજ્યના પતન પછીના મધ્યયુગના અંધકારમાં આખા યુરોપનો કોઈ અરધી-પરધી સંસ્કારિતાને સાચવનાર વર્ગ હોય તો તે આ ખ્રિસ્તી ધર્મના પાદરીઓનો હતો તે વાત શંકા વગરની છે.

આખા યુરોપ પર ખ્રિસ્તી ધર્મના દેવળો ને સાધુઓ પથરાયા હતા. બિનસહીસલામતી, અજ્ઞાન ને મારામારીના કાળમાં એ લોકોએ જ થોડું જ્ઞાન, થોડી સેવા, ને થોડો પ્રેમભાવ સાચવી રાખવા પ્રયત્ન કર્યો હતો. પણ એ તો નવી ચોપડી માગી લે છે.







# શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
## નાં
## પ્રકાશનો

દીપનિર્વાણ (બીજી આવૃત્તિ)
(દર્શક) ૩-

બે વિચારધારા
(દર્શક) ૨-૧

કેળવણીની પગદંડી
(નાનાભાઈ ભટ્ટ) ૩-

અંધારના સીમાડા (નાટક)
(મૂળશંકર ભટ્ટ) ૧

નાનસેન
(મૂળશંકર ભટ્ટ) ૧-

ઇતિહાસકથાઓ - ૧ : રોમ
(દર્શક) ૧

:: છપાય છે ::

દૃષ્ટાંતકથાઓ (નાનાભાઈ ભટ્ટ)
ધૂળધોયા (દર્શક)
પ્રવાસીના પત્રો (છગનલાલ જોષી

મુખ્ય વિક્રેતા
ભારતી સાહિત્ય સંઘ